## : કર્તાનાં બીજાં પુસ્તકો :

### ગૂ. વિદ્યાપીઠ તરફથી પ્રકાશિત.

૧. પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા કિંમત ૨-૦-૦

૨. ગોવિંદગમન (સંપાદક) કિંમત ૦-૫-૦

૩ કાવ્યપ્રકાશ ભા. ૧. ઉલ્લાસ ૧ થી ૬. (અનુવાદ: અ. રસિકલાલ પરીખ સાથે) કિં. ૧-૮-૦

૪. ધમ્મપદ: (અનુવાદ: અ. ધર્માનંદ કોસંબી સાથે) કિંમત ૧-૦-૦

૫. કાવ્યપરિચય ભા. ૧. ૨. (અ. નગીનદાસ પરીખ સાથે સંપાદિત)



સોલ એજંટ : **એસ. બી. શાહ.**

૬. કાવ્યસમુચ્ચય ભા. ૨.



**પ્રસ્થાન કાર્યાલય.**

૭. દ્વિરેફની વાતો

# કાવ્ય સમુચ્ચય

## ભાગ ૧



સંગ્રહ કર્તા

રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક

કિં. રૂા. ૧-૦-૦

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ આવૃત્તિમાં ગઈ આવૃત્તિની સરતચૂકથી રહી ગયેલી કેટલીક ભૂલો અને નોંધની અપૂર્ણતાઓ સુધારી છે. તે સિવાય આમાં કશા ફેરફારો કર્યા નથી.

સરકારી કેળવણી ખાતાએ માધ્યમિક અભ્યાસ-ક્રમ માટે આ પુસ્તક મંજુર કર્યું છે તેને માટે તેમનો આભારી છું.

•

નવું વર્ષ<br>
સં. ૧૯૮૫

રામનારાયણ વિ. પાઠક

# બે બોલ.

ગ્રન્થનાં વિષય પ્રયોજન અને અધિકારીનો નિર્દેશ કરવો એ પ્રાચીન સંપ્રદાય અત્યારે પણ આદરયોગ્ય છે.

આ સંગ્રહ માત્ર આધુનિક કાવ્યસાહિત્યમાંથી કરેલો છે. આધુનિક કાવ્યનો યુગ દલપતરામ અને નર્મદાશંકરથી શરૂ થાય છે એ સંબંધે બે મત નથી. એટલે આ સંગ્રહમાં તેમનાથી આજ સુધીના કવિઓનાં કાવ્યોમાંથી ચૂંટણી કરેલી છે.

પણ આ ત્રણે ય અનુબંધોની ચર્ચા પૃથક્ થઇ શકે જ નહિ. ગ્રન્થનો વિષય તેના પ્રયોજનથી નિયત થાય છે અને પ્રયોજન હમેશાં અધિકારીને લક્ષીને જ પ્રવૃત્ત થાય છે, માટે ત્રણેયની ચર્ચા ભેગી કરવી જ ઇષ્ટ છે. આ સંગ્રહનો મુખ્ય ઉદ્દેશ આધુનિક કાવ્યસાહિત્યમાં જે કાંઇ રસદૃષ્ટિએ શ્રેષ્ઠ હોય તે એકત્ર કરવું, ગુજરાતી સાહિત્યમાં રસ લેનારો વર્ગ દહાડે દિવસે વધતો જાય છે તેમની રસવૃત્તિને રોચક પૂરતી સામગ્રી રજુ કરવી એ છે. તેમાં એ પણ સરત રાખી છે કે નવા ઉછરતા સાહિત્યરસિકવર્ગની કાવ્યની રસવૃત્તિ ઘડાય, કેળવાય, પરિશુદ્ધ થાય અને પકવ થઈ સારાસાર પરીક્ષામાં સફળ નીવડે એમ થવા આધુનિક કાવ્યસાહિત્યમાંથી એ વર્ગે જે જે વાંચવું જોઈએ તે પણ આ સંગ્રહમાં આપી દેવું. આમાં સામગ્રીની ઉત્કૃષ્ટતા જેટલી મહત્ત્વની છે તેટલી જ તેની ઇયત્તા પણ છે. કાવ્યો સારાં વાંચવાં જોઇએ એટલું જ નહિ પણ ઘણાં વાંચવાં જોઇએ એ પણ રસવૃત્તિ ઘડાવા માટે આવશ્યક છે; અને માટે અત્યાર સુધીના સંગ્રહો કરતાં આ સંગ્રહ જરા મોટો કરી તેને બે ભાગમાં પ્રસિદ્ધ કરવાનો વિચાર રાખેલો છે.

ઉત્તમ કાવ્યો સંગ્રહવાનો મૂળ ઉદ્દેશ વસ્તુની ઇયત્તાને લક્ષમાં લઇ વિષયને મર્યાદિત કરે છે. એવા જ બીજા અનેક ગૌણ સિદ્ધાન્તો

પણ લક્ષમાં રાખેલા છે. તેમાં એક એ પણ છે કે આપણા આધુનિક કાવ્યસાહિત્યનાં ભિન્ન ભિન્ન સ્રોતો પણ અભ્યાસી જોઇ શકે. આપણે આધુનિક સાહિત્યનો યુગ દલપતરામ નર્મદાશંકરથી આરંભાયો માનીએ છીએ તેનું મુખ્ય કારણ એ છે કે એ અરસામાં પશ્ચિમની સંસ્કૃતિની આપણા જીવન ઉપરની અસર સાહિત્યમાં પ્રગટ થવા માંડી. રસવૃત્તિનાં અને વિચારોનાં અનેક સ્રોતો જુદી જુદી દિશામાં જતાં, આથી અસ્તિત્વમાં આવ્યાં. કેટલાંક જૂનાં સ્રોતો આની પ્રત્યક્ષ અસરથી અસ્પૃષ્ટ રહી ગયાં. વળી જાતિધર્મ વગેરેની વિવિધતાવાળા આપણા દેશમાં આ સ્રોતો વિવિધરંગી થયાં. આ અનેક સ્રોતોનો પ્રવાહ પણ યથાશક્તિ બતાવવો એ પણ આ સંગ્રહનું પ્રયોજન છે.

માનવ હૃદયના સૌથી સૂક્ષ્મ, રહસ્યમય અને જીવન્ત અનુભવ જ કાવ્યસ્વરૂપે પ્રાદુર્ભાવ પામે છે. આ રીતે કાવ્ય કે કલા જ પ્રજાનું જીવન ઘડે છે એમ કહેવાય અને એના જ વિચારો પ્રજાની ભાવિ દિશા બતાવે છે એમ પણ કહેવાય. આપણા સાહિત્યમાં આ રીતે વિચારો કેવી રીતે પ્રથમ પ્રગટયા, પછી પ્રજામાં રૂઢ થયા અને અત્યારે કેવું સ્વરૂપ પામ્યા છે એનો અભ્યાસ પણ આ કાવ્યોમાં થઇ શકે એ દૃષ્ટિ પણ મેં રાખેલી છે.

તે ઉપરાંત સાહિત્યની દૃષ્ટિએ પણ આધુનિક કાવ્યસાહિત્યમાં જે જે વિશિષ્ટ અંગો ખીલ્યાં છે તેનાં નિદર્શક દૃષ્ટાન્તો પણ આ સંગ્રહમાં આણવા કાળજી રાખી છે. તેમાં મુક્તકો, ખંડકાવ્યો જેવા કાવ્યના વિવિધ પ્રકારો, છન્દનાં નવીન રૂપો, રીતિના કોઇ ચમત્કારો વગેરેનો પણ સમાવેશ કર્યો છે. વાચકોને ઘણાને પ્રશ્ન થશે, પણ ઉત્તમ છાયા કાવ્યો આ કારણથી જ સંગ્રહમાં લીધેલાં છે. આધુનિક કાવ્યસાહિત્યની સર્વ પ્રવૃત્તિઓ, સર્વ અંગોનાં દર્શન માટે અને વાચકની રસવૃત્તિ ઘડાવા માટે હું તેમને બીજાં કાવ્યો જેટલાં જ આવશ્યક ગણું છું. આપણા સાહિત્યપર બીજાં સાહિત્યો શી અસર કરે છે તે

સ્પષ્ટ જાણવાને પણ એ કાવ્યો ઉપયોગી છે. અને કાવ્યની તત્ત્વ દૃષ્ટિએ, રસમીમાંસામાં, તો છાયાકાવ્ય એ કાવ્ય હોય તો તે સ્વતંત્ર કાવ્ય જ છે. કાવ્યસાહિત્ય તેનાથી પણ સમૃદ્ધ થાય છે.

સંગ્રહમાં સંગ્રાહકના પોતાના અભિપ્રાયો કાવ્યની ચૂંટણીમાં પ્રવૃત્ત થાય એ ઇષ્ટ હોય કે અનિષ્ટ હોય તો પણ અનિવાર્ય તો છે. આવા અભિપ્રાયો કારણનિર્દેશથી સમર્થિત નહિ તો સુલક્ષ્ય તો થશે જ એમ આશા રાખું છું. આધુનિક કાવ્યસાહિત્ય ઘણુંખરૂં મુક્તકોનું જ બનેલું છે. આનું એક કારણ—અને કદાચ મુખ્ય કારણ—એ છે કે આપણા ઘણાખરા લેખકોને પોતાની કેળવણીમાં અંગ્રેજી Lyrics નો જ અભ્યાસ કરવાનો હતો—હોય છે; મહાકાવ્ય હોય છે તોપણ તેની ઊંડી અસર થવા પામતી નથી. આધુનિક મનોદશા પણ આમાં કેટલેક કારણભૂત છે. આ અને આવાં બીજાં કારણોથી આપણું મન જ નાનાં નાનાં કાવ્યોને અનુરૂપ, અને તેથી ઘણે ભાગે કલ્પના અને એકાગ્રતા—સમાધિનો સતત યોગ આવશ્યક હોય તેવાં લાંબાં કાવ્યોને પ્રતિકૂલ બનતું જાય છે. આથી માસે માસે પ્રગટ થઈ અસ્ત થતું ઘણુંખરૂં સાહિત્ય કાવ્યના ઘણા જ આછા રંગવાળું, વસ્તુ સત્ત્વ અને રીતિમાં નિર્બળ, નમાલું બનતું જાય છે. આ વલણનો ખરો નિરોધ તો અભ્યાસક્રમના યોગ્ય ફેરફારથી જ થઈ શકે. પણ આથી આ સંગ્રહમાં દેખાતા લાંબાં કાવ્યોના પક્ષપાતનો અને વસ્તુની ચૂંટણીની દૃષ્ટિનો પણ ખુલાસો થશે.

આ સંગ્રહ બે ભાગમાં પ્રસિદ્ધ કરવાની યોજના છે. પહેલા ભાગમાં વિચારની દૃષ્ટિએ સમજવાં સરલ પડે તેવાં કાવ્યો છે અને બીજા ભાગમાં તેથી અઘરાં છે. એ સમગ્ર યોજના અને કાવ્યસંગ્રહના ઉપર જણાવેલા સર્વ સિદ્ધાન્તો તથા ચુંટણીની દૃષ્ટિ આથી વધારે સ્ફુટ માત્ર દાખલા આપીને જ કરી શકાય. માટે તે બીજા ભાગની પ્રસ્તાવનામાં સવિસ્તર આપવાનું રાખી હાલ આ પહેલો ભાગ જ ગૂજરાતની સેવામાં રજુ કરૂં છું.

સંગ્રહ માટે કાવ્યો જ્યાં લાંબાં લાગ્યાં ત્યાં તેમાંનો કેટલોક ભાગ છોડી દીધો છે. એકાદ જગાએ જ શબ્દની ટીપની જરૂર લાગી ત્યાં મેં ટીપ આપી છે તે સિવાય, કાવ્યની સાથે ટીકા પ્રસિદ્ધ થઈ હોય ત્યાં જ ટિપ્પણ આપવાનો નિયમ રાખ્યો છે. એ ટીકામાં પણ કોઇ કોઈ જગાએ થોડો ભાગ છોડી દીધો છે. આમ કરવામાં મૂળ અર્થને હાનિ ન થાય તેની સંભાળ રાખી છે છતાં એવી હાનિ થવાનો સંભવ ઘણો બળવાન છે એ હું જાણું છું. જોડણીની હાલની અનિયત સ્થિતિમાં મૂળ લેખકની જોડણી રાખવાનો નિયમ રાખ્યો છે. આ સર્વમાં સરતચૂકથી જે જે દોષો થયા હોય તે માટે લેખકોની ક્ષમા ચાહું છું.

અન્તે આ સંગ્રહ માટે સર્વ લેખકોએ પોતાનાં કાવ્યો લેવા મને સંમતિ આપી તે માટે તથા અન્ય જે મિત્રોએ મદદ કરી છે તે માટે તે સર્વનો આભાર માનું છું.

ગૂજરાત વિદ્યાપીઠે, વિદ્યાપીઠની પરીક્ષાઓ માટે આ પુસ્તક નિયત કર્યું છે તે માટે તે સંસ્થાનો પણ આભારી છું.

મહાશિવરાત્રિ,
સં. ૧૯૮૦
અમદાવાદ.

રામનારાયણ વિ. પાઠક

# અનુક્રમણિકા

# કાવ્ય સમુચ્ચય

## ભાગ ૧ લો

૧

### સ્તુતિ

( શાર્દૂલવિક્રીડિત. )

જેને શૈવ જનો પુજે શિવ કહી, વેદાન્તમાં બ્રહ્મ જે,
બૌદ્ધો બુદ્ધ કહી પુજે, જિન જનો અર્હન્ત જેને કહે;
માને જૈમિનિ સૂત્રને અનુસરી મીમાંસકો કર્મને,
કર્તા સત્ય પ્રમાણુ શાસ્ત્રથિ કહે નૈયાયિકો જેહને. ૧

શાંડિલ્યાદિ મહર્ષિયો કહિ ગયા, છે સૃષ્ટિથી ભિન્ન જે,
સ્વામી સેવક ભાવ રાખિ વિભુને શ્રદ્ધા થકી જે પુજે;
એવો દેવ અચિંત્ય સત્ય સઘળે સત્તા થકી વ્યાપ્ત જે,
પૂરે છે મન વાઞ્છિતાર્થ સઘળા ત્રૈલોક્યના નાથ તે. ૨

જે છે એક અવર્ણ્ય તે બહુ વિધે સૃષ્ટિ સજે શક્તિથી,
જે છે આદ્યવસાનમાં જગતના જેના વિના કો નથી;
જે પૂરે ઘટિતાર્થ સર્વ જિવના, સર્વેશ સિદ્ધિપ્રદા,
તે આપી શુભ બુદ્ધિ નિત્ય અમને, સત્કર્મ પ્રેરો સદા. ૩

ભોળાનાથ સારાભાઇ



## ૨

## પ્રાર્થના

( શિખરિણી. )

ભર્યો દુઃખાવર્તે વિકટપથ ક્ષારાબ્ધિ ભવનો,
જ્યહાં જોરે ગાજે પડરિગણના ચંડ પવનો;
રહ્યા જ્યાં છૂપેલા વિષમ ખડકો દુર્વિષયના,
પ્રભો! નૌકા મારી સરલ ચલવો રાખિ કરુણા. ૧

ધરી જ્ઞાન જ્યોતિ ખડક ખડકે અંબુભ્રમણે,
દઇ ધર્માસ્થાના દૃઢ બળ તણો નાવિક મને:
ભરીને ભંડારો મધુર તુજ પ્રેમામૃત તણા,
પ્રભો! નૌકા મારી સરલ ચલવો રાખિ કરુણા. ૨

ન જાણું અજ્ઞાની અતિ વિકટ નૌચાલનવિધિ,
રહ્યો આશે તારી, અખુટ કરુણાનો તુજ નિધિ;
સુખ દ્વીપો માર્ગે સ્મિતમય રહ્યા જે અણગણ્યા,
ત્યહાં નૌકા મારી સરલ ચલવો રાખિ કરુણા. ૩

કદી ઘેરે ઘેરી હૃદય વિપદોની ઘનઘટા;
મચાવી અંધારૂં નયન થકિ લોપે પથ, તદા;
કૃપારશ્મિ પ્રેરો, ઘનદળ વિખેરી દઈ ઘણા,
પ્રભો! નૌકા પ્રેરો સુસરલ પથે રાખિ કરુણા. ૪

જવાનું અંતે જે સુખમય કિનારે શ્રમ કરી,
જ્યહાં પ્હોંચી પાછા વળવું નહિ કોને કદિ ફરી;
ધરી લક્ષે તેને ચલવું મુજ નૌકા સુતરણા,
ન જાવા દ્યો આડી અવળિ, કરિને નાથ! કરુણા. ૫

નહિ ધ્વાન્તો રોકે, નહિ વિપથ ઝંઝાનિલ વહે.
ગ્રસે ના આવર્તો, ખડક અથડાઈ નવ રહે;

તરે એ તો ક્ષેમે સબલ ધરિને વેગ દ્વિગુણા,
જ્યહાં પ્રેરે નૌકા પ્રભુ નિજ કરે રાખિ કરુણા, ૬

તરીને એ ક્ષેમે સ્મિતમય ભુરા વ્યોમનિ તળે,
વહી ચાલે પ્રેરી સુચરિત તણા મન્દ અનિલે;
જતી નાચંતી એ મૃદુ લહરિમાં ક્ષોભજ વિના,
પ્રભુ પ્રેરી નૌકા અનુભવતિ એ દિવ્ય કરુણા. ૭

અને અંતે પેલા સ્મિતમય કિનારા જહિં પડ્યા,
ભર્યાં, આનંદોએ અનુપમ સુખો રે! જહિં જડ્યાં;
તહીં દે ઊતારી સરલ ગતિથી એ સુસરણા,
પ્રભો! નૌકા મારી ચલવિ અતુલા ધારિ કરુણા. ૮

**નરસિંહરાવ.**



## 3

## અઝાન

પરમેશ પ્રભુ! પરમેશ પ્રભુ!
પરમેશ પ્રભુ! પરમેશ પ્રભુ! ૧

પ્રભુ એક તુંહી વિણ અન્ય પ્રભુ—
નથી કોઇ ઑજે, પ્રભુ! સાક્ષી પૂરૂં; ૨

પ્રભુ એક તુંહી વિણ અન્ય પ્રભુ—
નથી કોઇ ઑજે, પ્રભુ! સાક્ષી પુરૂં. ૩

વળી એ પણ—એ પણ સાક્ષી પુરૂં—
મહમૂદ, રસૂલ–ખુદા, ગણું છું; ૪

વળી એ પણ—એ પણ સાક્ષી પુરૂં—
મહમૂદ, રસૂલ–ખુદા, ગણું છું. ૫

સઉ પાક નમાઝ વળો પઢવા.
સઉ પાક નમાઝ વળો પઢવા. ૬
સઉ આવ ભલાઈ ભલી પઢવા;
સઉ આવ ભલાઇ ભલી પઢવા. ૭

* * *

( મોંઢોં ઉંઘથી પાક નમાઝ ભલી;
મોંઢોં ઉંઘથી પાક નમાઝ ભલી. ) ૮

* * *

( ન ગુનાહ કરો, અલ્લાહ વિના–
નથીં કૌવત એકલીં બંદગીમાં. ) ૯

* * *

પરમેશ પ્રભુ ! પરમેશ પ્રભુ !
પ્રભુ એક વિના નથી અન્ય પ્રભુ. ૧૦

કરીમ મહમદ માસ્તર



૪

## સાયં–પ્રાર્થના.

( રાગ–એમન કલ્યાણ. )

સતવીણ સાચો નહિ બેલી;
દયા દયાસાગર રહી રેલી. સત.

ભૂતદયા સુખસાધન સઘળું,
ધર્મમૂળ, અમર વેલી. સત.

અભય એજ છે ભવ–દુઃખ–ભંજન,
 સરસ મુક્તિ–ચાવી સ્હેલી. સત.
રજનિ તિમિર છવાય ભલે પણ,
 ઉજળી ઉષા ઉગશે વ્હેલી. સત.
અધર્મનો અંધકાર ન ટકશે,
 સત–સૂરજ પ્રકટે ઝળળી. સત.

રસિક



૫

## પ્રભુને પંથે

( અભંગ )

આજ ભક્તવૃન્દ, ધરીને આનંદ,
સત્ય સુખકંદ, ધામે ચાલો. ૧
ચાલોને ઉમંગે, પ્રેમ ભાથું સંગે;
લઇ હર્ષ રંગે, માર્ગે મ્હાલો. ૨
કરી ભક્તિપાન, ગાતાં બ્રહ્મગાન;
અમૃત સોપાન, પંક્તિ ચઢો. ૩
ચઢી દિવ્યધામ, લઇને વિરામ;
પ્રભુ અભિરામ, પાયે પડો. ૪
ષડરિશ્વાપદ, વિકટ નિનદ,
કરી નમ—પદ, ધ્રુજાવે જો. ૫
ધૈર્ય કવચસ્થ, લઇ જ્ઞાન શસ્ત્ર,
પ્રહરો સમસ્ત, શત્રુને તો. ૬

કદી અકસ્માત, દુઃખ વજ્રપાત;
વિપજ્ઝંઝાવાત, થાય ભારે. ૭
શ્રદ્ધાશૈલે શાન્તિ, ગુહામાં વિશ્રાન્તિ:
લઇ અધ્વક્લાન્તિ, વામો ત્યારે. ૮
એમ ભક્તબંધુ, જોવા સુખ સિન્ધુ,
પીવા અમી બિન્દુ, પંથે પળો. ૯
પ્હોંચી ઇષ્ટ લક્ષ્ય, નિરખી સમક્ષ,
બ્રહ્માંડ અધ્યક્ષ, પાયે લળો. ૧૦

નરસિંહરાવ

૬

## હું તમારો છું.

( ભૈરવી*. )

હરિ હું ભલો ભુંડો પણ તારો; ભલો ભુંડો પણ તારો.
તું મારી માતા હું તારૂં બાલક, બહુ દુઃખ પામુ બિચારો. હરિ૦
દીનદયાલ થઈ દીનબંધો, બંધન વિવિધ વિદારો: હરિ૦
માતાની માફક સેવક પર, ભૂધર ભાવ વધારો; હરિ૦
પૂજું આપતણાં પદ એવું, સ્વાંત સદૈવ સુધારો, હરિ૦
કેશવ પ્રભુ હું કાંઈ ન માગું, નરક નિવાસ નિવારો; હરિ૦

કેશવલાલ હરિરામ ભટ્ટ.

* ત્રિતાલ.

૭

## જય જય ગરવી ગુજરાત!

( લાવણી. )

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત;
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી પ્રેમશૌર્યઅંકીત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને, પ્રેમ ભક્તિની રીત—
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.—૧

ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશામાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ,
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.—૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય;
વળી જોય સુભટના જુદ્ધરમણુને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિસ્ જયકર—
સંપે સોયે સઉ જાત
જય જય ગરવી ગુજરાત.— ૩

તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,

તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.—૪

નર્મદાશંકર

---

## ૯

## મારી ભરત ભૂમિ–સ્વદેશસ્તોત્ર.

ગરબી.

( " હરિ ભજન વિના, દુખ દરિયા સંસારનો પાર ન આવે. " )
એ રાગે.

મૅારી ભરત ભૂમિ !
રૂપાળી રઢિયાળી યશાળી, સુશીલ પુનિત !
તારો ચરણ ચૂમી,
આનંદે વંદુ જય જય હરદંમ નિત્ય ! } ટેક.

દુનિયામાં દેશ અનેક જ છે
સૌસૌમાં કાંક વિશેષ જ છે,
પણ તું તો અલૌકિક એક જ છે !
મૅારી ભરતભૂમિ૦—૨

કોણ આવે હિમાલયની હારે !
કોહીનૂરે અન્ય હીરા હારે !
વણ શેલડી સાકર ક્યાંરે ?
મૅારી ભરતભૂમિ૦—૩

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે !
નવરંગી રમણી મનડાં મોહે !–
જાણે વાડી વિશ્વંભરનીજ હોએ.–
મારી ભરતભૂમિ૦—૪

સાચે વિશ્વંભરવાળી તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી.
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી–
મારી ભરતભૂમિ૦—૫

દેખી દુનિયા મરે છે દિલ દાઝી–
પણ ફીકર ન ! રાખ પ્રભુ તું રાજી !–
હાય ! હાલ તેની છે ઠતરાજી !–
મારી ભરતભૂમિ૦—૬

તારો વાંક નથીજ, તથાપિ એ,
અમે ભ્રષ્ટ કપૂત મૂઢ પાપીએ;
દેવ છેક દુભ્યો !–દુભિયે હજીએ !–
મારી ભરતભૂમિ૦—૭

મદ, આળસ, ઈર્ષા ને અનીતિ.
મતિ મતલબી, આંધળી નીચ અતિ;
સુખ સાર્વજનિક સમજે ન રતિ–
મારી ભરતભૂમિ૦—૮

જાણી જન્મભૂભક્તિ તો નામે નહીં;
એક પેટની વેઠ અખંડ લહી;
ઉંચી ઓડ બળદીએ કીધી ન કહીં,
મારી ભરતભૂમિ૦—૯

એવા જનને ધિક ધિક ધિઃકજ છે,
કીડી કાગડા એથી તો ઠીકજ છે;
જેને જાતિનો દાઝ અધિકજ છે!

મારી ભરતભૂમિ૦—૧૦

હોટેંટાટ, કાફીર જે કહો,
જંગલીમાં જંગલી જે લોકો,
જનમભૂમિ ભજન અનભિજ્ઞ ન કો.—

મારી ભરતભૂમિ૦—૧૧

સ્ત્રીઓ પણ, અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઇતિહાસ છેજ એનો સાખી.

મારી ભરતભૂમિ૦—૧૨

જન જન્મી જન્મભૂમિ જે ન ચહે,
સૃષ્ટિ ક્રમવિરુદ્ધા રાક્ષસ એઃ—
રે રાક્ષસે રૂડા, સ્વપક્ષે રહે!

મારી ભરતભૂમિ૦—૧૩

આવા ભ્રષ્ટ વંદે ભંડાઇ માતા,
જે જગને સુજનતા મૂળ દાતા;
જેનો જશ જશવંત હજી પણ ગાતા;

મારી ભરતભૂમિ૦—૧૪

તું તો સત્ત્વ ગુણી તત્ત્વજ્ઞ વેત્તા,
દેશે દેશથી પંડિત જ્યાં વહેતા;
થઇ શિષ્ય સહોત્સાહે રહેતા.

મારી ભરતભૂમિ૦—૧૫

તારાં આર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહા શીળ, નિર્મળ બુદ્ધિવાળાં,
અહા ! "દેવાં કમાડે પડે ન તાળાં"

મ્હારી ભરતભૂમિ૦–૧૬

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન ભાગ્ય **નવલ**નાં તું જન્મભૂમિ;
ત્હારી ભક્તિ રંગે રંગ રહીજ ઝૂમી.–

મ્હારી ભરતભૂમિ૦–૧૭

**નવલરામ**



૯

## જન્મભૂમિનું જયમંગલ

( ઝીંઝોટી, તાલ દાદરા. )

જય મંગલપ્રિય જન્મભૂમિનું ગજાવિયે, ધ્રુવ.

રઘુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળિયે–જય. ૧

જનની અંક ઝીલિયે, ઝનૂની રંગ રેલિયે,
આત્મબલ–ઉજાસથી બધું ઉજાળિયે–જય. ૨

સત્ય અર્થ સજ્જ થાઓ વિજય વાવટો ઉડાવો,
વીરધર્મથી ધરા સદા ધ્રૂજાવિયે–જય. ૩

સત્ત્વથી સચવાય સ્વત્વ, સમજીએ થઇ પ્રવૃત્ત,
ભૂમિયે ઝઝૂમી, જંગ તો મચાવિયે–જય. ૪

ભૂતલ ફોડી ફેડિયે, ઉંડી જડો ઉખેડિયે.
દોર ને દમામ દેશનો જમાવિયે–જય. ૫

સ્થિતિ સમય સ્વીકારિયે, પ્રવૃત્તિયજ્ઞ યોજીયે,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમિયે ?—જય. ૬

માતુ દીન દુભાય છે, સપુત ! પીડા પીછાનિયે,
દુખ દીપાવિયે ઉમંગને વધાવિયે—જય. ૭

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પીછાનિયે—જય. ૮

લલિત

૧૦

## ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !

મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શીષ;
માન મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૧

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ,
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૨

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત ! ૩

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય !
અમારી ગુણવંતી ગુજરાત ! ૪

સર સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર !
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંતી ગુજરાત ! ૫

હિંદુ મુસલમિન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ !
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગુજરાત ! ૬

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દો અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જય જય કાર !
અમારી ગુણવંતી ગુજરાત ! ૭

ખબરદાર

---

## ૧૧

## માજીનો રાસ

માજી ! તુજ મહિમા ઉજ્જવલ નિત્ય દશે દિશ ગાજતો રે લોલ;
માજીને મસ્તક ભાનુ-કિરીટ પ્રભાભર રાજતો રે લોલ.
માજી ! સજી સોળ કલા શશિરાજ અમી અભિષેકતા રે લોલ;
તપોવન ફળફૂલ દે નિજ કાજ મધુર મધુ મ્હેંકતાં રે લોલ.
માજી ! સૌન્દર્યગૂંથી ઋતુમાળ ફરે રસ ફૂદડી રે લોલ;
તાજી કુદરત દે ત્રિકાળ કે નવરંગ ચૂંદડી રે લોલ;
માજી ! શિર ધરતાં તુજ પદરેણું ત્રિવિધ ટળે આપદા રે લોલ.
શાશ્વત સત્ય સનાતન વેણું બજાવે શારદા રે લોલ;
માજી ! તુજ કલ્પતરુને પ્રસાદ જીવન રસ જામતો રે લોલ;
વરસે સ્વાતિના વરસાદ કૃપા તુજ પામતા રે લોલ.

માજી ! લક્ષ્મી–નારાયણુ વાસ, રૂડા ક્ષીર સાગરે રે લોલ;
સદાએ સાગર ભર ઉલ્લાસ પનોતા પદે ઢળે રે લોલ.
માજી ! તુજ યશ ગૌરવ ગુણ ગાન તણાં ઝરણાં ભર્યાં રે લોલ;
કરે તુજ ચરણામૃતનાં પાન સરિત નદ સરોવરો રે લોલ,
માજી ! સુદર્શન સમ સદ્ધર્મ હિમાચલ રક્ષતો રે લોલ;
તપોબળ, પાવન પૂર્વજ કર્મ અમર ફળ બક્ષતાં રે લોલ.
માજી ! તુજ જ્ઞાન દાનને દ્વાર ભૂલી ભ્રમ ભેદના રે લોલ;
મધુરવાં–પંખી મુખ ટહુકાર થતા સ્મૃતિ–વેદના રે લોલ.
માજી ! તુજ જગશોભન અવતાર અનોખો યુગે યુગે રે લોલ;
પુરાતન સંસ્કૃતિને ભંડાર મુલક મસ્તિષ્ક ઝૂકે રે લોલ.
માજી ! રહી તિમિરે સૃષ્ટિ છવાઇ, સૂના ભૂતકાળમાં રે લોલ;
ભૂલ્યાંને દોર્યાં તત્ર દીપ સ્હાઈ ધરા વિશાળમાં રે લોલ.
માજી ! તુજ અંકે ખેલ્યા શુર, ઋષિ, મુનિ, રાજવી રે લોલ;
પૂજાયાં ખંડે ખંડે નૂર નવેનિધ સાજથી રે લોલ.
માજી ! સંસ્મરણો જગમશહૂર જીવનપટ ચિતરે રે લોલ;
હજૂયે પ્રેરકબળ, મગરૂર બનાવી ઉછળે રે લોલ.
માજી ! તું ગૌ બ્રાહ્મણુ પ્રતિપાળ અનાદિ કાળથી રે લોલ;
પડયા કંઈ દેશ થયા બેહાલ, રહી તું મ્હાલતી રે લોલ.
માજી ! તુજ ભૂતકાલીન એ સ્વર્ગ વિલોકું શા વડે રે લોલ;
પુનઃ પુણ્ય ભાગ્ય સવિતા ભર્ગ અનસ્ત જ ઉઘડે રે લોલ.
માજી ! તુજ જગમાં જડે ન જોડ જતાં જુગ કેટલા રે લોલ;
ભારત મૈયા ! પૂરો કોડ અધૂરા એટલા રે લોલ.

કે. હ. શેઠ

## ૧૨

# ભારત દર્શન

( વસન્તતિલકાવૃત્ત. )

ઊગે વને સુતરુ સુન્દર આમ્ર આદ્ય,
વિખ્યાત જ્ઞાનબળમાં વસુરાગવાદ્ય;
દેવાંગના સરખિ જ્યાં હતિ અંગનાઓ,
શૈલપ્રવાહપુર ભારતવર્ષ આવો. ૧

× × ×

બે હસ્ત અદ્રિ બનિ બે ગઢ મુષ્ટિમાંથી,
ભૂલાય કેમ ત્રુટિ જે પડતા ત્યહાંથી;
અંગાર જાદુગરના કરમાંહિ બેઠા,
વર્ષે જ તે શરતથી વિખર્યા મરેઠા. ૨

× × ×

હંસે હસાવિ કલિએ કલહો કરાવ્યા,
અર્ધાર્ધ વસ્ત્ર વનમાં નળરાય લાવ્યા;
ભૂલી ભમી ભટકતી તજિ સે'જ દીધી,
વ્યાઘ્રે વિરોધિ, વિધિએજ ઉગારિ લીધી. ૩

વેપારિવૃંદ મળિ ક્રૂર અસહ્ય મારી,
દાસી થઈ, નૃપસુતા શિર ચોરિ પાડી;
રોતી રહી પિહરમાં, સહસાજ સ્વામી
પામી સતી સુભગ એ દમયન્તિ નામી. ૪

સત્યસ્વરૂપ યુધમાં સ્થિરધર્મયોગી,
ભીમસ્વરૂપ સુન મારુત મત્ત ભોગી;

અગ્નિ સ્વરૂપ નર ભારત સૂર્યસો'તો,
વર્ણાગમાં નકુલ બન્ધુ ભવિષ્ય જોતો. ૫

પાંડુકુમાર વનવાસ વિહાર શોભ્યો,
સૌન્દર્ય જેનું દમ્યું દુર્મતિ જેમ લોભ્યો;
શ્રી માધવીસમ દિવાકર શૌર્ય તૃષ્ણા,
રાખી વરી, રણ ફરી, હતિ એક કૃષ્ણા. ૬

× × ×

ન્હાની નદી વન વને, પ્રતિ જાતિ છોડે,
રંગીન પંખિ, કુસુમે તરુવૃન્દ મોડે;
ગાજે ત્રણે દિશ સમુદ્ર મરુત્ સુગંધિ,
સર્વ પ્રકાર પરિપૂર્ણ વિલોકિ સંધિ. ૭

પાષાણ રત્નતણિ ખાણ, વખાણ શાંશાં ?
સૂને રૂપે અધિક ઓપતિ છે ભૂમિ જ્યાં;
અન્તર્વિકલ્પ કરિ લોક ન અલ્પ બોલે,
પૃથ્વી તણો સુભગ બાગજ એમ તોલે. ૮

× × ×

જ્યાં અભ્ર આવી બહુ વેશ નભે ધરીને,
વર્ષાવિ વારિ, કરિ શાન્તિ ફરી ફરીને;
ગર્જાવિ ઘોષ, કરિ જ્યોત પ્રકાશિ જ્યાં ત્યાં,
જેવાં ઉદાર જિવથી જનચિત્ત શાન્ત્યાં. ૯

ગંભીર મૌનથિ મહાન્ત વ્રતાનુસારી,
ગાઢી જટા સફળ આયુષ દીર્ઘ ધારી;
જે છાયમાં શ્રમવતો જન તમ લોભે,
જ્યાં ચિંતનાત્મક નમી વડ પ્રૌઢ શોભે. ૧૦

જ્યાં વિક્રમાર્ક અતિ વિક્રમ યુક્ત વીરે,
શત્રુ થયા શક હણ્યા, ખસ્યું ધ્વાંત ધીરે;
તેથી પ્રચંડ શક સંવત એક સ્થાપી,
ઉગ્ર પ્રતાપ રવિ કીર્તિ અનન્ત આપી. ૧૧

× × × ×

સંધાનનો સુકર, તીવ્ર પરાક્રમેથી,
સંહારનાર સહુ દુર્ગુણનો જ તેથી;
પ્રેમાવતાર થઇ, બંધુવિરોધ છાયો,
જ્યાં વિષ્ણુરૂપ કહિ કૃષ્ણ પુરાણ ગાયો. ૧૨

પિતૃવ્યઘાતભય ધારિ અટી ઉભેલો,
આણી વિરાગ, સહસા યુધમાં પડેલો;
સદ્ધર્મતત્ત્વ ખરું અર્જુનને જણાવી,
ગાણ્ડીવઘોષકૃતિકારમિ જ્યાં કરાવી. ૧૩

જ્યાં પ્રેમનાં ભરત તાત શકુંતલાનાં,
સૌભાગ્ય ખોઇ તપતી જનકાત્મજાનાં;
ગાઈ ઉદાર ચરિતો, પદ શારદાનાં,
પૂજી થયા અમર બે કવિ મુખ્ય માન્યા. ૧૪

જ્યાં બિન્દુમાં ગ્રહ ગણી રવિ નામ ધારી,
કીધો સ્વકાર્યવશ સર્વ ખગોળ ભારી;
વિસ્તારી તે ગણિતની સહુ દેશ લીલા,
લીલાવતી વિરચી સત્કૃતિમાં રસીલા. ૧૫

આકાશથી ઉતરિ ગહ્વર ગુહ્ય ભેદી,
ગાઢાં શિલા તરુયૂથો બળમાંહિ છેદી;
જેને તટે મુનિવરે ધર્યું ધ્યાન લોભે,
ભાગીરથી સમ સરિત્ નહિં કોઇ શોભે. ૧૬

ને ક્યાં હિમાલય સમો પણ અદ્રિ એવો,
ઊંચો શિલા હિમતણી ધરિ કોટ જેવો;
જેણે ઉતારિ દળ દાનવ દીન કીધાં,
આ દિવ્ય ભૂમિ ઉદરેજ શમાવિ દીધાં. ૧૭

ભીમરાવ ભોળાનાથ

---

## ૧૩

## સૌરાષ્ટ્ર

( વસન્તતિલકા )

નિવૃત્તિમાં સમય સંતત ગાળવાને,
ને શત્રુઓથી યદુવંશ બચાવવાને;
સ્થાપી સ્વરાજ્ય, વ્રજમંડળ વિસ્મરીને,
જ્યાં સ્વાન્તની કરી ચિરસ્થિતિ વાસુદેવે. ૧

વીંટી રહ્યો જલધિ દુર્જય દુર્ગ જેવો,
ગંભીર ગર્જન વડે ધૃતિ શૌર્ય દેતો;
રીઝાવતો ઉર તરંગ—પરંપરાથી,
મુક્તા પ્રવાલ ઉપહાર અનેક આપી. ૨

જ્યોતિઃસ્વરૂપ સુરસેવિત સોમનાથે,
કીધો નિવાસ રુચિરત્વ નિહાળી નિત્યે;
સંતુષ્ટ સત્પ્રણયભાજન જ્યાં સુદામા,
પામ્યો સુરેંદ્ર-સુખ માધવ-મિત્રતામાં. ૩

સંરક્ષતું રહી સુદર્શન સર્જ્યું જેને,
જ્યાં હેષતા હય પૃથા સુતના સુપંથે;

જ્યાં સ્નેહલગ્ન થકી અર્જુન ને સુભદ્રા,
પામ્યાં અભેદ કંઇ પુણ્ય પ્રસંગ લેતાં. ૪

આકાશ છત્ર ધરતા દૃઢ દંડ જેવો,
જીમૂતને ગમનમાર્ગ વિરામ દેતો;
સ્વર્ગીય ગાન શુણવા ધરી કાન ઊભો,
જ્યાં રમ્ય રૈવતગિરિ રસથી ભરેલો. ૫

વજ્રિ તણા રણ વિષે રિપુને વિદારી,
સંત્રાસ સદ્ય સુર સુંદરીનો શમાવી;
જેની ગુહા સમરનો શ્રમ ટાળવાને,
સેવી સુશાંત દિન કૈં મુચુકુન્દ ભૂપે. ૬

ઉચ્ચાશયો સુગતના ભવિકે ભરેલા,
કર્તવ્યનાં કવન દિવ્ય રસે રસેલાં;
કારુણ્યસૂત્ર શુચિ જ્યાં સહજ સ્વભાવે,
અદ્યાપિ લેખ મગધેશ્વરનો બતાવે. ૭

સ્વચ્છંદ જ્યાં વન વિષે વનરાજ ખેલે,
યોગીશ્વરો સુદૃઢ શુદ્ધ સમાધિ સેવે;
દિવ્યૌષધિ રસભરી દિનરાત ડોલે,
સ્વચ્છાંબુ પૂર્ણ ગિરિ નિર્ઝર ભૂમિ રેલે. ૮

જ્યાં વ્યાઘ્રને મદભરી મહિષી હઠાવે,
તેજી તુરંગમ ગૃહાંગણને દીપાવે;
જ્યાં વલ્લભીપુર સમાં નગરો અનેરાં;
લોભાવતાં જગતને વિભવે વધેલાં. ૯

જ્યાં દિવ્ય કૈંક જિનમંદિર પૃષ્ટ ધારી,
સિદ્ધાદ્રિ દિગ્ગજ સમો વિલસે છટાથી;
ન્હાના અનેક અચલો પ્રહરી સરીખા,
ઊભા દીસે અહીં તહીં જનમાર્ગ જોતા. ૧૦

જ્યાં આદિ કાવ્યરસપોષક ગુર્જરીનો,
ને પ્રેમ ભક્તિ રસ પૂરિત સ્નેહભીનો:
નાચ્યો નૃસિંહ નિજ વિગ્રહ ભાન ભલિ,
રેડી ગયો હૃદય સંસૃતિ બન્ધ તોડી. ૧૧

સ્નેહે ભર્યાં સુમનસૌરભ શોધનારી,
ને દિવ્ય ગાન સુરગુંફિત ગુંજનારી;
પામી સ્થિરત્વ પ્રણયામૃતપાનથી જ્યાં;
મેવાડની મધુકરી ભવમુક્ત મીરાં. ૧૨

સ્વાધ્યાયમાં અભિરુચિ જનની જગાડી,
ઘેરી સુષુપ્તિ કંઈ માનસની મટાડી;
આપ્યું અપૂર્વ નવ ચેતન આર્ય ચિત્તે,
જેના દયાસુખસરસ્વતી દિવ્ય પુત્રે. ૧૩

જ્યાં જન્મ ધારણ કરી દલપત્તરામે,
આપ્યો અમૂલ્ય ઉપદેશ સુકાવ્ય વાટે;
ધીરે સમુદ્ધરણ સંસ્કૃતિનું બતાવ્યું,
ને સભ્ય, શાન્ત, સમયોચિત ગાન ગાયું. ૧૪

મર્મવ્યથા હૃદયરોદનથી બનાવી,
ઉંડાં અનેક પડ અંતરનાં ઉખેડી:
સત્સ્નેહ સૂત્ર સહજે જગને જણાવી,
સંક્રીડતો પ્રણયવિગ્રહ જ્યાં કલાપી. ૧૫

સત્યાગ્રહી, અચલ, ઉજ્જ્વલ ને યશસ્વી,
સત્કર્મવીર, સુરતેજ ભર્યો, તપસ્વી:
ઘૂમી રહ્યો કમર વિશ્વહિતાર્થ બાંધી,
જેનો સુપુત્ર જનતાર્પિત દેહ ગાંધી. ૧૬

જ્યાં વિશ્વના છલ ભર્યા પથથી વિખુટાં,
ઝેરી પ્રપંચમયમાનવસંગહીણાં;
નિર્દોષ કૈં કૃષિક દંપતી ભેદ ભૂલી,
મૂંગે મુખે મથી રહ્યાં કૃષિ કર્મ સેવી. ૧૭

અજ્ઞાત જ્યાં અતિથિ પૂજન પૂર્ણ પામે,
સર્વસ્થળે નિજ નિવાસ શી શાંતિ સેવે;
જ્યાં પ્રાણિમાત્ર ભયથી રહી યુક્ત રાચે,
જ્યાં પૂર્ણ વિગ્રહવતી કરુણા વિરાજે. ૧૮

લજ્જાભર્યા અજબ કૈં અવગુંઠનેથી,
સૌશીલ્યથી, વિનયથી, નત મસ્તકેથી;
નિષ્કામ સ્નેહ રસથી, દ્રવતી દયાથી,
શોભાવતી સદન જ્યાં શુચિ સદ્મ લક્ષ્મી. ૧૯

એ સ્વર્ગકુંજ સરખી અમ માતૃભૂમિ,
વાત્સલ્યથી, પ્રણયથી, રસથી ભરેલી;
શ્રેણી પરે સતત ભારત માત જેને,
ઊભી ગ્રહી વિમલ વારિધિને કિનારે. ૨૦

એ લાડિલી લલિત લક્ષણથી લસંતી,
આશા ભર્યા ઉર થકી હળવે હસંતી;
એનું સદા સ્મરણ અંતરથી કરીશું,
ને ઉત્તમાંગ જનની–ચરણે ધરીશું. ૨૧

દામોદર ખુશાલદાસ બોટાદકર



## ૧૪

# ગુજરાતનું ભાવી ગૌરવ.

( રોળાવૃત્ત. )

સુણ, ગરવી ગુજરાત ! વાત કંઈ કહું હું કાનમાં,
સમજુ છે તું સુજાત, સમજશે સહજ સાનમાં,
વસ્તી વસુ સુખ તને, વળી વેપાર વણજનું,
જ્ઞાન ધર્મ પણ સુખી, દુઃખ નહિ અધિક કરજનું. ૧

નથી તેમ તું રહિત અન્ય મોટા સદ્‌ગુણથી—
વધો નામના હજી, વડિલ આર્યોના પુણ્યથી.
પણ ક્યાં બુદ્ધિ વિશાળ, કવિ, ઋષિ, વીર ગયા ક્યાં ?
રણ ગજવે, રંગ ભૂમિ–સર્વ એ સ્થિર થયા ક્યાં ? ૨

પાટી દેહ પવિત્ર, ગયા ક્યાં રક્ષક એવા ?
ક્યાં તે સ્વદેશ દાઝ ? પ્રજા રાજાની સેવા ?
મહત્ પુત્ર ક્યાં ગયા, માત ! તુજ ઊંચા કુળના ?
છોને નિકળ્યા ઓગન ચણાએ—ઓછા મૂલના. ૩

ક્યાં પ્રાચીન ચાતુર્ય ? અસલતા ક્યાં છે તારી ?–
નૌતમ નરની નાર ! જાણ્યું શું વંશ વધારી ?
પુત્ર જણ્યા બહુપેર, જણ્યા પણ જોગવિયા નહિ;
સુખ સ્વપ્ને દીઠેલ, જાગી તેં ભોગવિયાં નહિ. ૪

છયાસી લાખ નિજ પ્રજા, છતાં વંઝા રંડાણી–
આર્યપુત્રી ! અનુપમા. હિંદ સુંદરી હિંદવાણી,
બેઠી પનોતી હાય ! દુર્દશા આખે દેશે;
જ્યાં જોઉં ત્યાં સ્વાર્થ, ભટકતો ભિન ભિન વેશે; ૫

ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે,
દેશ દાઝ વણ પડી, પરાધીન પ્રજા પશુ રે;

ગયા સૈકા વહીં ગયા, વશ પડી રહીં બીજાને;
જતા આવતા સર્વ યવનની આણ તું માને. ૬

હાય ! કેમ જીવાય, પરાધીન એ સ્થિતિમાં ?
છૂટી પડે અવતાર ગુલામી દેખીતીમાં,
માડી ! ઊઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હેલી,
કર્તવ્યે પડ બ્હાર હિંદમાં સહુથી પ્હેલી ! ૭

રજપુત વીર જગાડ, રાજ્યકર્તા કર સાચા;
બ્રહ્મ બાળ વિદ્વાન્, જ્ઞાન જિજ્ઞાસુ જાચા.*
દેશ દેશ વગડાવ શંખ તુજ સ્વાધીનતાનો,
બધે એકતા ભજવ, પરાજય કરી ભિન્નતાનો. ૮

પિટવ દાંડી પરમાર્થ, સ્વાર્થ સંહારી માડી !
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.
ઉતરે પનોતી હવાં, વખત આવે છે સારા,
તત્પર થા, ગુજરાત ! હક્ક ભોગવતા તારા. ૯

ગઈ ગુજરી જા ભૂલી, શોક તેના શા કરવા ?
મરતાં ગઇ તું બચી, વળી કાં સુએ મરવા ?
તજ મિથ્યા કલ્પાંત, હામ હૈડે ધર, માતા !
કર સજીવન નિજ વતન, શિર ઉપર સુખદાતા. ૧૦

પૂર્વ જન્મનાં પાપ નર્મદા જળ શુદ્ધ કરશે;
નવીન જન્મ શૂરવીર થકી એ ખોળો ભરશે.
હું ક્યાં જોવા રહું, નવીન એ જન્મ જ તારો ?
માતા દુઃખ મુઝવણે ગાળી નાંખ્યો જન્મારો. ૧૧

હશે; ન મુજ મન દુઃખ, વિશેષે એહ વિષેનું,
અર્પી દઉં સો જન્મ, એવડું મા ! તુજ લ્હેણું.

---

* ઉત્સાહી

સો આપું લઇ એક, સહસ્ર આપું હું એકે.
ગુર્જર દેશ ફરી જોઉં, દીપતો સત્ય વિવેકે. ૧૨

પણ તે દિન હજી દૂર, નથી મારા વારામાં—
મોડે વ્હેલે, ભલે, જોગ પડતાં સારામાં.
નમન હાલ, ગુજરાત માત ! આ સલામ છેલી;
સફળ થજો આશિષ, ભક્ત પુત્રે આપેલી ! ૧૩

**મલબારી**

---

૧૫

## ગુરુદેવ

ગુરુદેવ નમોનમઃ
ગુરુ ! ત્હાં સુણાશે આ શબ્દ ?
જ્હાં વિચારો છો જ્યોતિરૂપે
ત્હાં મૃત્યુલોકના બોલ પહોંચે છે ?
શીખવ્યું છે આપેજ, ને સ્મરૂં છું
કે માનવ વાણીનો પડઘો
શ્રવણેન્દ્રિયમાં પરિસમાપ્તતો નથી:
મનવચનકર્મના મહા ધ્વનિ
જગતમાં ને જગતની પાર ઘોરે છે.
એટલે શ્રદ્ધા છે ગુરુ બોધમાં
કે શબ્દ નહીં તો શબ્દાર્થ,
ને શબ્દાર્થ નહીં તો શબ્દભાવ
સદાયે સંભળાય છે ત્હાં.
'ત્હાં' એટલે ક્‌હાં ?
સ્વર્ગ ? વૈકુંઠ ? ગોલોક ? અક્ષર ? ક્‌હાં ?

જગન્નૈનો જાણવા ઇચ્છે છે,
મૃત્યુના પડદા પાછળ જોવા વાંછે છે.
મેં તો વચનામૃત પીધું છે કે
**न हि कल्याणकृत् कश्चित्**
**दुर्गतिं तात ! गच्छति·**
કંઇ કંઇનાં કલ્યાણ કીધાં છે,
પ્રાણધન ખરચ્યા પ્રાણ ઉદ્ધાર્યાં છે,
તે કલ્યાણ જ પામ્યા છો.
જ્યહાં વિહરો છો ત્યહાં,
સંસારમુક્ત તે સદ્‌ગતિમાં
પુણ્યધામે આનન્દ મૂર્તિ છો.

ગુરુરાજ ! મોહન એ મચ્છુનો કાંઠો,
ને હેતાળ એ **મો**રબીની વસ્તી !
કાળમાટના વજ્રતટની એ વેરાન ભવ્યતા.
ને લોકસંઘના સદ્‌ભાવની એ કુમાશ !
દેવ ને મનુદેવ જ્યહાં લીલા કરે
તે તીર્થ, અન્ય અતીર્થ.
ગુરૂદેવ ! પુણ્યપગલાંથી આપે,
ને સાધુકવિ વેદમૂર્તિ મહર્ષિ
બ્રહ્મસભાના બ્રહ્મરત્ન **શં**કરલાલજીએ
એ અતીર્થને તીર્થ કીધાં અમ માટે.
ગંગા અને ગંગાના તટવાસી જેવાં
સ્મરણમાં રમે છે એ સહુ.

ધેરે નાદે મુખની મોરલી બોલતી
ન્હાને ડગલે પૃથ્વી ઉપર પગલાં પાડતાં,

પુણ્યના પરિમલે જીવનનું પુષ્પ વિકસતું.
પ્રફુલ્લ બૃહસ્પતિની જોડલી સમોવડી
નયનબેલડી ત્હમારી પ્રોજ્જ્વલ પ્રકાશતી.
વિશાલ તેજસ્વી ભાલ દેશે
અનેકરેખ ત્રિપુંડ્ સમી
તત્ત્વચિન્તનની રેખાઓ લંબાવતી.
જ્ઞાનભારે ભમ્મરો નમતી,
અનુભવના અંબારથી અંજાયેલાં
પોપચાં ધીમેશથી પડતાં-ઉપડતાં.
ફિલસુફની તત્ત્વલીનતાને ચિન્તનસમાધિના
વદને ઊંડા પડછાયા પથરાતા.
યૌવનનો ઉઘાડ છતાં વિકારહીન,
બુદ્ધિવૈભવ છતાં અડગ શ્રદ્ધાવાન્,
પ્રારબ્ધવાદી છતાં નિરન્તર પુરુષાર્થી,
અદ્વિતીય ગુરુ છતાં સદાના શિષ્ય,
મહા તત્ત્વજ્ઞાની છતાં યે,
એકાન્તિક ભક્ત ત્હમે હતા.
અભ્યાસના ખાલી કુંભમાં
ટૂંકા જીવનનો ઉભરાતો અનુભવ
નીતારી નીતારી ભર્યો હતો.
જડદેહે બટુકજી જણાતા,
પણ ચેતનદેહે વિરાટરૂપ વિલસતા.
સાદાઈ અને સરલતાની સૌમ્ય મૂર્તિ,
ઉન્માદ ને અત્યાચારના અરિ હતા.
વસન્તના વાયુ વાય,
ફળે, ને સહકાર નમેઃ
સંસારનાં સદ્ફળ ફળતાં

તેમ તેમ ત્હમારી ડાળે નમતીઃ
સન્માનથી સર્વદા ત્હમે વિનયી થતા.
અમારી નિત્યે કલ્યાણકામનાવાળા,
શિષ્યોના નિરન્તર હેતના લોભી,
વિદ્યાર્થીઓના વાતના વિસામા હતા.
બ્રહ્મચારીને બ્રહ્મચર્ય બોધતા,
ગૃહસ્થાશ્રમીને ગાર્હસ્થ્ય ધર્મ શિખવતાઃ
પ્રેરણાથી પ્રકાશતી એ વાણી હતી.
દેવમન્દિરમાં યે દેવકથા કરતા.
પુરાણ વાર્તા નવઉત્સાહે લલકારતા,
સાધુસન્તો યે સુણી સત્કારતા તમ વેણ.
પંચેન્દ્રિયો અખંડ પંચ વર્તમાન પાળતી,
એકાદશીનાં જાગરણ ઉપવાસ ધુન નિરખી
સુફી અને Mystics સાંભરતા.
ત્હમારા વતન કરતાં વનમાંના
મહાઘોષ શાર્દૂલની ગર્જના સમોવડો
ત્હમારો ઉપદેશ ગાજતોઃ
લક્ષ્મીજીએ કુંકુમચન્દ્રકે
ને નારાયણ ભગવાને કેસરતિલકે
ગુરુરાજ ! ત્હમને વધાવ્યા હતાઃ
ને દેવભાગનું નૈવેદ્ય ધરાવીને જ
દેવદત્ત વૈભવ ત્હમે ભોગવતા.
લીલમલીલી અમ ગુજરાતની અમરાઈએ
નવ શિક્ષણની ત્હમે સાખ હતા.
પ્રાચીન અર્વાચીન ઉભયમાં વિશ્વાસુ,
પૂર્વ પશ્ચિમ ઉભયમાં શ્રદ્ધાવાળા,

રાજાપ્રજા ઉભયમાં આસ્તિક રહેતા.
સદ્દગુરુ **સહજાનન્દજી** ને મહાત્મા **અફલાતુન**
ઉભયના પરમ ઉપાસક હતા.
કાલના આદિથી કવિઓ
પુષ્પના ગુણાનુવાદ ગાઈ રહેવા
મથે છે, પણ નથી ખૂટયા એ:
મહાનુભાવી ગુરુદેવની તો પછી
ગુણગીતા કેમ ગવાઈ રહે ?
નેતિ, નેતિ, નેતિ, ભગવાન્ !

આયુષ્યની ઉજમાળી સ્મૃતિઓ
કોને નથી સતાવતી ?
સુખનાં સ્મરણોમાં કંઈ દુઃખ છે,
દુઃખનાં સ્મરણોમાં કંઈ સુખ છે.
પુરાણાં સુખ સંભારતાં યે
દિલ દાઝે છે, ગુરુજી !

સૂર્યનું કિરણ સમરંગે ઉઘડે,
ને સાતે રંગ પાછા સંકેલાઇ
એકજ્યોત શ્વેત કિરણ સોહાય:
ત્હમારા જીવનનું કિરણ પણ તેમ
સંસારમાં અનેક રંગે ઉઘડ્યું,
ને ઉઘડી, પ્રફુલ્લી, ઝળહળી ઝળકી,
અન્તે એક જ્યોત સંકેલાઇ,
ધવલ રંગે ધર્મમાં આથમ્યું,
ને સૂક્ષ્મ અંશ અક્ષરચરણે વિરામ્યો.

જય એ ત્હમારો ગુરુદેવ !
જગત જીત્યા, ને પછી એ જીત્યા.

પૃથ્વીને આરા છે,
ને પૃથ્વીમાંની ઉત્ક્રાન્તિને યે આરા છે.
એ પક્ષીના ઉત્ક્રાન્તિમાર્ગે
અવકાશને સ્હામે તીરે છે;
ને મૃત્યુની નદીનાં અન્ધારકાળાં નીર
વચમાં ઘેરાં ઘેરાં વહે છે.
એ વારી તરી ઉતરતાં
મનુષ્યનાં માટીનાં માળખાં
ઓગળી જાય છે દેવ !
ત્હમે પૃથ્વીના પોશાક ઉતાર્યા,
ત્હમે ચેતનના વાઘા સજ્યા,
ત્હમે તેજની પાંખો પ્રસારી ઉડ્યા:
એ ઉત્ક્રાન્તિના અગોચર પન્થે.
ઉર્ધ્વગામીનું જવું યે ધન્ય છે,
અધોગામીનું જીવવું યે ધૂળ છે.
જગત્યાત્રામાં જીવન ને મૃત્યુ
ઉભય ત્હમે ધન્ય કર્યાં.

ટૂંકી આયુષ્યની અવધો ત્હમારી,
પણ લાંબાં ઉરનાં સંભારણાં અમારાં.
સૂર્ય કરતાં સૂર્યપ્રકાશ વિસ્તીર્ણ છે,
પુષ્પ કરતાં પુષ્પના પરિમલ બ્હોળા છે:
પ્રકાશવન્ત ને પરાગમય આયુષ્ય કરતાં યે
એ આયુષ્યના સ્મરણસુગન્ધ દીર્ઘજીવી છે.

**यस्मान्नोद्विजते लोको**
**लोकान्नोद्विजते च यः**
કોઇને દૂભવ્યા નથી,
કોઇથી દૂભાયા નથીઃ
વડવાનળની મહાજ્વાળાઓ, દેવ !
જો કે ઘણી યે સળગાવેલી મ્હેં તો,
પણ દિલનો દરિયો ડહોળાયો નથી.
સહુને બધું ક્ષમા કરતાં જ
સંચર્યા છો સંસારના તીર્થમાં.

આપણો પ્રસંગ શું આલેખું ?
નથી વીસર્યો ને નહીં વીસરાય,
સ્મરણમાંથી નહીં સરી જાય
એ આપેલું જીવનદાન.
ખરાએ લાધતી મ્હારી નૌકાને
વાળી વ્હેણમાં મૂકી,
એ નાખુદો ભૂલશે કદી ?
ગગનના તારક લેખ ભૂંસાશે ?
કે ભૂંસાય એ હ્રદયાના લેખ !

ગુરુદેવ ! નમોનમઃ
એક વાર શરણે આવ્યો, ને તર્યો.
બીજી વાર પુણ્યનામાવશેષ
અહીં લખું છું અધુરે અક્ષરે.
લોકકવિતા કવે છે કે
રામનામે પત્થર તર્યાઃ
તો કાશિરામને નામે

આ પત્થરે તરશે સ્તો.
ત્ય્હાંથી યે ઉદ્બોધજો મુજ બુદ્ધિને,
ને પ્રેરણાનાં પીયૂષ પાહ્વજો, દેવ, !
**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्.**

**ન્હાનાલાલ**

---

## ૧૬

## કવિ દલપતરામને

વીતતી દીર્ઘ રાત્રી, ને થતો પ્હરોડ દેશમાં,
એ પ્હરોડે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા. ૧
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ,
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય. ૨
બુદ્ધિવૈભવ, ને આસ્થા, આશા, રસ ઉદારતા;
એ દૈવી દીપમાલાનાં અન્તરે તેજ રાજતાં. ૩
આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીધાં;
ને તેથી અમૃતમીઠ્ઠાં આપનાં કવિતો હતાં. ૪
ડાહ્યા પુત્રજ ડાહ્યાના, અંગોઅંગે ઉરે પણ,
મન વાણી કર્મમાં યે, ઝરે નિત્યે જ ડ્હાપણ. ૫
વીરા દેવકુંવરીના, દીપ્યા દેવ કુમાર શા;
ને દિનકરના ભાઈ, પ્રતાપી ભાસ્કરે સમા. ૬
ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો;
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો. ૭
શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણની શ્વેત પાંખ શાં;
તેજ વાઘા સજી જાણે ફિરિસ્તો કો મનુષ્યમાં. ૮

નમ્ર ને નમતા, ત્હો યે શૈલ શી દૃઢતા હતી;
ચાલ ધીમી ધીમી, ત્હો યે ખંતથી વેગીલી ગતિ. ૯
હાથે પીતળપટ્ટાળી સ્યામ સીસમલાકડી;
બાંધી રાખી શું સંકેલી સેના સેતાનની લ્હડી! ૧૦
પૂર્યા છે દુઃખ ને પાપ મનુષ્યે જગમાં રૂડા,
પડયા અન્ધારના પાટા તેજસ્વી વિશ્વમાં વડા. ૧૧
દીઠું એ સૌ દીર્ઘ કાલ, સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી સંકેલી લીધ દૃષ્ટિને. ૧૨
બહૂ વર્ષો સુધી આપે મૂલવ્યાં મોતી મ્હારનાં,
પછી પારખવા પેઠા આત્માના દરિયાવમાં. ૧૩
ઘૂમતાં સૌ દિશે ત્હેને ધાર્યા એક સમાધિમાં,
વાળી બ્રહ્માંડથી ચક્ષુ પરોવ્યાં પરમેશમાં. ૧૪
વિધિએ ભાગ્યરેખા શું દોરી કુંકુમ કેસરે!
ઉજ્જ્વળા ભાલમાં એવી રેખા તિલકની તરે. ૧૫
સ્મિતની સુન્દરતાના કપોલે અંકુરો ઉભા;
મધુરાં હાસ્યની દીપે મુખડે મધુરી પ્રભા. ૧૬
આત્માનું તેજ, વીંધીને રોમ રોમ, વિકાસતું,
બ્રહ્મર્ષિ આપને દેહે બ્રહ્મવર્ચસ્ વિલાસતું. ૧૭
વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના. ૧૮
આદ્ય દૃષ્ટા આ યુગના, કવિ છો સૂત્રકાર છો;
ને નવજીવન કેરા ઋષિ છો સ્મૃતિકાર છો. ૧૯
ભવિષ્યવેત્તા, આચાર્ય, પેગમ્બર પ્રભુ તણા;
નવીન ગુર્જરાષ્ટ્રે એ ગજાવી ગેબી ઘોષણા. ૨૦
ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં,
ત્હમે વર્ષા સમા વર્ષ્યા, ચન્દ્ર જેમ સીંચી સુધા. ૨૧

સ્હવારે સ્હાંજરે જેવો તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડ્યા નહિ કોઇને. ૨૨

મહામૂલાં દીધાં રત્નો પૂર્વજે પૂર્વ કાલમાં,
પારખી પારખી તેહ સંરક્ષ્યાં, પ્રાણની સમાં. ૨૩

ને નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંધરી પીમળો સૌની તેહનાં મધ સારવ્યાં. ૨૪

ધીર ગમ્ભીર નેતા, ને દીર્ઘદર્શી ત્હમે ઘણા,
બોધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા; ૨૫

વિદ્યાને સંપનાં સૂત્રો, કલાકૌશલ્ય ઓપતાં,
ને સંસ્થાનસુધારો, ને દેશનાં હિત દીપતાં; ૨૬

પુણ્યભાવ, સદાચાર, ભક્તિ, ને પરમાર્થ, ને,
સાત્ત્વિક સ્નેહના મંત્રો, ધર્મઔદાર્યઃ સર્વ તે. ૨૭

વધે સંસારની શોભા પ્રભા ને પ્રભુતા વધે,
ગાયાં છે દેહઆત્માનાં સુકતો ઉન્નતિનાં બધે: ૨૮

રાજા અને પ્રજા કેરૂં એક છે હિત તે લહી,
ઉછેર્યું એ સદા આપે, શાખ બન્ને ય ને દઈ. ૨૯

સ્વીકાર્યા સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રેમી પારખ્યા,
બે બાહુ અંગના એક, ત્હમારે તેમ તે સખા. ૩૦

પ્રતિભા,રાજ્યની આસ્થા, ઉજ્જ્વળી દેશ ભક્તિની
મૂર્તિ આપ હતા મોંઘી, શ્રદ્ધાની અર્ચનાભીની. ૩૧

પોતાનું માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા,
સારગ્રાહી સદા તેથી સૌમાંથી સાર શોધતા. ૩૨

પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે વિભુ,
પરમ ધર્મ ત્હમારો તે સ્વામી નારાયણ પ્રભુ. ૩૩

દેશીઓમાં વરચો દેશી થઈ, ત્હેમાં લીધો રસ,
પરમ્ મિત્ર ત્હમારો જ તે મહાભાવ ફાર્બસ. ૩૪

જે ન્હાના ભાઈ હિન્દુના, ઇસ્લામી ખ્રીસ્તી પારસી,
સૌથું સ્નેહ દીધો-લીધો, હૈડે હૈડાં હસી હસી. ૩૫

સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી. ૩૬

સિન્ધુ પ્રત્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર વ્હેતાં ત્હેવાં તમો ભણી. ૩૭

સારપ આશિષો વ્હોરી, જનોમાં શુભ નામના,
સંચર્યા લઇ સદ્‌ભાવો આપ અક્ષરધામમાં. ૩૮

હતાં જીવન ને વાસ સદા મન્દિરછાયમાં,
આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપનાં. ૩૯

આપે આયુષ્ય મધ્યાહ્ન ગાળિયો પ્રભુ કાર્યમાં,
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા. ૪૦

દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી,
ઇન્દ્રિયોના અશ્વ જોડી, લગામો વૃત્તિની ગૂંથી. ૪૧

વિવેક સારથી માંડી, અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે. ૪૨

નિત્યે જીવનમાં યોગી, તત્ત્વચિન્તક ચિન્તને,
શાણા સંસારી સંસારે, તપસ્વી જ તપોવને. ૪૩

ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની કુંળી,
આપને આંબલે એમ ડાળીઓ સૌ ફળી ફૂલી. ૪૪

શું શું સંભારૂં ? ને શી શી પૂજું પુણ્યવિભૂતિ યે ?
પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં અગાધ છે. ૪૫

ન્હાનાલાલ

૧૭

## કવિ નર્મદનું મંદિર

( ધ્વનિત )

વીર નર્મદ ! તું જગમાં લડી જંગ ગયો;
તુજ વીર છબી નિરખી ચખ અશ્રુ ભરે !
કંઇ પુષ્પ નવાં ખીલતાં તુજ પ્રેમ-કરે
સ્થળ સર્વ વિખેરી દઈ કૃતકૃત્ય થયો;

તુજ પ્રેમ-ઝરો નિશદિન અખંડ વહ્યો,
ભરી બધું-ઉરે ભૂમિ કારણ દાઝ ખરે,
જહિં તેહ અમાસ પછી જયમ આભ-ઉરે
ચઢતો અમીચંદ્ર દીપે ત્યમ દીપી રહ્યો !

તુજ પુષ્પ સુવાસિત છે હજી નૂતન ત્યાં,
દિનદિન નવીન સુભાવ હૃદે જગવે;
તુજ લેખ સ્વદેશની ભક્તિનું મંદિર છે,

જહિં દેશપૂજા પ્રીતથી કરવા શિખવે,
વળી પ્રેમ **સુશૌર્ય** બન્યું વીરજીવન જ્યાં,
ગુરુ નર્મદ ધન્ય ઊભો તહિં તું વીર છે ?

ખબરદાર

## ૧૮

## બ્રહ્મગિરિ

( ઇન્દ્રવજ્રાવૃત્ત )

× × ×

ચોપાસ સંધૂં સુનકાર લાગે,
વચ્ચે ઝરાના મૃદુ શબ્દ થાએ:
લ્હેરો વળી વાયુનિ મંદ આવે,
જોઊ રુડો ડુંગર પૂર્ણ ભાવે. ૧

જોતાં નવૂં વિસ્મય મન પામે,
ગંભીરતાથી ભય ભારિ જામે:
આનંદ તોએ પછિ વ્યાપિ રેહે,
એવો ચમત્કારિક પ્હાડ છે એ. ૨

× × ×

સંસાર સંધો વિસરી જવાએ,
પાપી પ્રપંચો મનમાંથિ જાએ:
લીલા પિતાં હૂં નથિરે ધરાતો,
એવો તપસ્વી ગિરિ છે જ આ તો. ૩

એ સર્વ જોતાં ચિત તો સમાયું;
વિશ્વેશમાં ને બિજું કૈં ન ભાવ્યૂં;
આનંદમાં નર્મદ છેક ડૂબ્યો,
એવો દિઠો બ્રહ્મગિરી જ ઊભો. ૪

નર્મદાશંકર

## ૧૯

## કબીર વડ

( શિખરણી )

ભુરો ભાસ્યો ઝાંખો, દુરાથિ ધુમસે પ્હાડસરખો,
નદી વચ્ચે ઊભો, નિરભયપણે એક સરખો;
દિસ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હૃદે ધ્યાન ધરતો,
સવારે એકાંતે, કબિરવડ એ શોક હરતો. ૧

કદે દેખાવે એ અચરતિ જણાએ જગતમાં
ખરે એ મ્હોરાંની, મગરૂબ રહે દેશ નવ કાં !
મનાએ સત્સંગે પવિતર કબીરાભગતમાં,
પ્રજાની વૃદ્ધીએ, નિત અમર કહેવાય નવ કાં ! ૨

જતાં પાસે જોશો, વડ નહીં વડોનું વન ખરે,
મળે આડા ઊભા, અતિ નિકટ નીચે ઉપર જે;
વડો ઝાઝા તોએ, સહુ ભળી ગયે એક દિસતો,
વળી સંધાઓનું, અસલ જિવતૂં એક મુળ તો. ૩

× × × ×

ફુટી ડાળોમાંથી, પ્રથમ નરકેરી નિકળતા,
ખુંચે તેવા તંતૂ, વધિ જઈ નિચે જે લટકતા;
જટાની શોભાથી, અતિશ શરમાઇ શિવ ઉઠયા,
જટાને સંકેલી, વડ નજિ ગિરીયે જઈ રહ્યા. ૪

× × × ×

કહું એવી રીતે અગણિત વડો ઉત્પન થયા,
જિવે જે સંધાઓ, અસલ મુળિયાંથી રસભર્યાં;
અહૂ ડાળી ડાળાં, પરસપર પત્રો ભળિ ગયે,
ઘટાની શોભા તો, સરવ જનને વિસ્મિત કરે. ૫

× × × ×

ઉનાળાનો ભાનૂ, અતિશ મથિ ભેદી નવ શકે,
ઘટા ઊંચે એવી, જન શિતળ છાયા સુખ લિયે;
ખુલી બાજૂએથી, બહુ પવન આવી જમિનને,
કરે ચોખ્ખી રૂડી, પછિ મિત થઈને ખુશિ કરે. ૬

ઘણાં જંતૂ પંખી, અમળ સુખ પામે અહીં રહી,
ઘણા જાત્રાળુઓ, અહિં ઉતરતા પુણ્ય સમજી;
ઘણા શીકારીઓ, ગમત કરતા રેહ બહુ અહીં,
હજારો લોકોને, અડચણ સમાતાં અહિં નહીં. ૭

અહીંયાંથી જોવી, ચટચકતિ વ્હેતી નદિ દુરે,
પશૂ કો જોવાં જે, અહિં તહિં ચરે બેટ ઉપરે;
ઘટા ભારે જોવી, શબ્દ સુણવા કોઇ ખગના,
દિલે વાયુ લેવો, સુખ નવ બિજા લે કરમના. ૮

ઘટા થાળાં લીધે, ક્ષણિક ફરવાને ગલિ થઇ,
બખોલો બંધાઈ, રમણિય બહૂ મેહક બની,
નિરાંતે જેમાં તો, ખુશિથકિ રમે લાલ લલના,
નિરાંતે જેમાં તો, ખુશિથકિ રહે જોગિ જપમાં. ૯

× × × ×

ઠરી મારી આંખો, કબિરવડ તૂને નિરખિને,
ખરી પાપી બુદ્ધિ, ખરિજ રડિ જાત્રા થઇ મને;
વિશેષે શોભે છે, ગભિર વડ તૂંથી નરમદા,
કૃતાર્થી મોટો હું, દરશન વડે છું નરમદા. ૧૦

નર્મદાશંકર

## ૨૦

## સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ

( રોળાવૃત્ત )

અહિંયાં સહસ્રલિંગ તળાવ વિશાળું હતું,
અહિંયાં પાટણ જુનું અહિં આ લાંબું સૂતું,
અહિંયાં રાણીવાવ્યતણાં આ હાડ પડેલાં,
મ્હોટા આ અહિં બુરજ મળ્યા માટીના ભેળા. ૧

એમ દઈ દઈ નામ કરવાઁ રહ્યાઁ વાતો હાવાં,
પાટણપુરી પુરાણ ! હાલ તુજ હાલ જ હાવા !
ગુજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમાં,
કોણ એહવો જેહ—નયન ભીંજ્યાં નહિ જળમાં ? ૨

જળ નિર્મળ લઈ વહે કુમારી સરિતા પેલી,
ન્હાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી.
ઈશ્વરકરુણા ખરે, વહી આ નદીસ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિભરે, ભરે આલિઙ્ગન તુંપે. ૩

તુંપે, પાટણ ! દયા ધરંતી એ સૂચવતી,—
ભલે કાળની ગતિ મનુજકૃતિને બૂઝવતી,
તુજ પ્રેમસરિતપૂર વહ્યું જાશે અણખૂટ્યું,
છો ધનવિભવ લૂંટાય, ઝરણ મુજ જાય ન લૂંટ્યું. ૪

તોડી પર્વત શૃઙ્ગ મનુજ મદભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળજ તે કાલ્યે,
ને મુજ તનડું ઘડ્યું કોમળું પાણીપોચું,
તે તો તેમનું તેમ રહે યુગ અનન્ત પ્હોચ્યું. ૫

નરસિંહરાવ

## ૨૧

## એક સુન્દર સાંજે દમણગંગામાં વિહાર

( સવૈયા )

ઊંડો છે અંધાર રજનીનો, પણ તારાઓ ચમકે માંહ્ય;
સુસવાટા કરતા સાગરમાં કહિં કહિં સુંદર દ્વીપ સુહાય:
ધગધગતા અંગારા જેવા રણમાં લીલા કહિંક જણાય;
તો તપતા માનવસંસારે હશે ન શું સુખદંડ જરાય ? ૧

એમ વિચારે વિંટળાતો હું એક દિવસ નીકળ્યો ઘરબ્હાર,
સંધ્યાને આલિંગન દેવા દીઠો રવિ ઢળતો તે વાર;
ને બેઠો હોડીમાં હું જઈ પ્રિય દમણગંગાને તીર;
પાછળ પશ્ચિમ સાગર ગરજે, પૂર્વે હંકાર્યું મેં ધીર. ૨

**આશા** અને **વિશ્વાસ** સમા બે બાજૂએ ઊભા બે કોટ,
મૌન ધરી સાગરથી સૂણે સમયતણી ભરતી ને ઓટ !
તડકો ટાઢ અને વર્ષામાં ત્રણ સૈકા ઊભા વીરકાય,
સાગરમુખ હોમાતી વચ્ચે જીવન શું સરિતા વહી જાય. ૩

ઉત્તરકાંઠે પદ ભિંજવતું શાંતિમાં ઝૂકે છે શ્હેર,
ને આગળ વધતાં બે બાજૂ છે ઝાડોથી લીલા લ્હેર;
પૂર્વે દૂર રહ્યા ડુંગર તે સ્થિર ઊભા એ શોભા જોય,
રમ્ય દમણગંગાની રચના સંતાતા જોતા એ મ્હોય ! ૪

એ સુંદરતા કહિં નહિ દીઠી, દીઠો નહિ એ રમ્ય પ્રભાવ,
દીઠી નહિ એ લલિત લીલા કહિં, જોયો નહિ કહિં એ દેખાવ !
અણુશણગારી કુદરત કેરી રમણીય કેલિ મચી શી આંહિં,
ક્યાં એ શીતલતા ને શાંતિ ! હા એ ભવ્ય સરલતા ક્યાંહિં ! ૫

એ લીલામાં નિશદિન લેહે ગાય સરિત નિર્દોષ જ ગાન,
એનો ઉછળતી ઊર્મિ ઉપર મુજ હોડો કૂદે સરની નિજ તાન,

શીતળ વાયુ આવે પાછળ, હોડી તરતી આગળ ધાય,
ને મુજ ચક્ષુ ઉપર નીચે ને ચોપાસે ફરતી દોરાય. ૬

પાછળ સાગર ગર્જન કરતો ખેંચે મુજ અંતરને ત્યાંહિ,
ને પશ્ચિમ આકાશે રચના ભવ્ય અલૌકિક દીઠી કાંઇ:
કસબભર્યાં વાદળના ઘેરા ઘુટ્ટાનો પડદો કરી રમ્ય,
સૂર્ય ઉભો તેની પાછળ ત્યાં, જાણે ભાવ ધરી જ અગમ્ય ! ૭

કસબતણા સુપ્રકાશિત રંગે ઢોળ્યું અર્ધે વ્યોમ સુવર્ણ,
ને નીચે સાગર સરિતાપર ખંખેર્યાં ચળકંતાં પર્ણ;
તાપ ખમી માટે શું સૂર્યે ધરણીને દીધો શણગાર ?
કે એ સ્વર્ગભુવનમાં સરતાં સ્મરણચિહ્‌ન આપે આ દાર ? ૮

એ ઘુટ્ટા વચ્ચે થઇ ઊભા સૂર્યકરો મનહર લંબાય:
એ શું પેલા નભ ઊંચકતા ગુપ્ત જ સ્તંભો પ્રગટ જણાય ?
કે આ દિવ્ય જ કસબી કલગી શોભે સૂર્યમયૂરને શિર ?
કે રવિ રાજતણા મુગટનું એ શું પિચ્છ હશે સુરુચિર ? ૯

એ નભરચનામાં વિલસંતી હોડી આગળ સરતી જાય;
પડદા પાછળ સૂર્ય ઉતરતો સૂતો સાગરશય્યામાંહ્ય;
ને સહુ રંગો શાંત પ્રકાશે ગંભીર ભાવ ભરે કંઇ ઉર,
પળ પળ વધતાં વધુવધુ ઘેરા ઝાંખા ઝાંખા પડતા નૂર. ૧૦

પણ પૂર્વે જોતાં આકાશે તો રાતો લીધો છે વેશ;
એ શું નભરણમાં રેડાયું યુદ્ધે એવું રુધિર વિશેષ ?
પૂર્વથકી ધસતી રજનીને અટકાવાને દારુણ યુદ્ધ,
પશ્ચિમદેશ જતા રવિએ કીધ, તેની શું સંજ્ઞા એ શુદ્ધ ? ૧૧

એહ રુધિરની છાયા તો ત્યાં સરિતા જળપર પડતી પૂર,
ને ઘડીપરની સરિત ઝળકતી ઘેરી બની અંદર ને દૂર:—
ને પછી રંગ ગયા સહુ ઊડી, રહ્યું ઝઝકલું થોડી વાર,
રજનીપતિ ત્યાં ચંદ્ર ઝળકતો નીકળ્યો લસતો નભમોઝાર ! ૧૨

આ રૂપેરી વૃષ્ટિ વિશે મુજ હોડી પાછી આવે તીર,
આ સંસાર સમી સરિતામાં ચીલો નિજ પાડતી કંઇ ધીર;
કંઈ કંઈ પંથ પ્રકાશિત કરતો નભમાં ચાલે છે શશિરાજ,
પ્રેમ ભર્યો નિજ રસ ઢોળીને શોભાવે કુદરતનો સાજ: ૧૩

**નીતિ** અને **ભક્તિ** જેવાં બે બાજુ હલેસાં મારી સાર,
જીવન જેવી મુજ હોડી એ આવી હસતી એમ કિનાર;-
વિધવિધ રંગોએ અંતરમાં વિધવિધ ભાવ પૂર્યા રસભેર,
ને મધુરૂં ગણગણતો પાછો આનંદે આવ્યો હું ઘેર. ૧૪

ખબરદાર

૨૨

## ઉષા

( દ્રુતવિલમ્બિત )

તિમિર કૈં દહતા ત્યજતું હતું,
નિધનદર્શનથી ડરતું હતું;
જગતની ચિર નિંદ નિવારતો,
અનિલ શીત ધરાધર ભ્રમતો. ૧

તમચમૂ સહ યુદ્ધ કરી કરી,
શ્રમિત સોમ વસ્યો શિબિરે જઈ;
વિરલ વીર સમા કંઇ તારલા
અહિં તહિં રણરંગ નિહાળતા. ૨

અજબ ઉજ્જ્વલ કો અવતારનાં,
શકુન મંગલ કૈં પ્રકટી રહ્યાં;

મધુર ગાન વિહંગ ઉચ્ચારતાં,
સમય સન્મુખ જોઇ વધાવતાં. ૩

કંઇ પ્રકાશ પડે નભ પૂર્વમાં,
કુતુકથી નિરખી રહી સૌ દિશા;
ઝળહળે રસપૂરિત રક્તિમા,
હસતી આવતી કો સુરકન્યકા. ૪

વિજયના ધ્વજને ફરકાવતી,
કંઇક તારક ગેંદ ઉછાળતી;
ચરણકેસરથી પથ પૂરતી,
તિલકથી નભભાલ સુહાવતી. ૫

રસ ભરી સુરશૈશવની છવિ,
જગતને કુતુકાર્થ બતાવતી;
વદન દિક્સખીનાં વિકસાવતી,
ભરિત કેંટ ગુલાલ ઉડાવતી. ૬

પણ દશા પળમાં પલટી ગઈ!
સ્મિતવતી શિશુતા વણસી ગઈ;
ઉર ઉદાસ અચિંત્ય બની જતાં,
વદન વ્યાપતી ઘોર ગભીરતા. ૭

વિમલ ક્રીડન સર્વ વહી ગયું!
તરુણીનું પદ શું પળમાં મળ્યું ?
નવલ ગર્ભવતી ગૃહિણી સમી,
પ્રબલ પાંડુરતા ધરતી થઈ. ૮

ક્ષણિક જીવનનું સુખ સર્વથા,
કૃતિ ન કાળ તણી થતી અન્યથા;
વિબુધવર્ગ તણી પણ એ દશા,
કથવી શી તહિં માનવની કથા! ૯

અમર અર્ભકને અવતારવા,
જગતને અભિવાંછિત આપવા;
શરણ મૃત્યુ તણું ઉરથી સહે,
અમલ માનસનો શુચિ પંથ એ ! ૧૦

દિનમણિ મણિ શો અમને દઇ,
અહહ ! ઊડી અચાનક તું ગઇ !
સુખદ એ ઉપહાર શિરે ધરી,
સફલ જીવનને કરશું સખિ ! ૧૧

પણ મનોહર એ છવિ મીઠડી,
નહિ જશે ઉરમાં રહી જે જડી;
સહજ સુંદર નિર્મલ હાસ્ય એ,
વીસરશે ઉર ના કદીએ ઉષે ! ૧૨

દામોદર ખુશાલદાસ બોટાદકર

## ૨૩

## વનમાં એક પ્રભાત

ભૂં ભૂં ભૂં ગુંજ, પ્રેમી ષટપદ ! કમલે અર્ધ ખીલ્યું રહ્યું એ,
જો, તે બાલાર્ક ઘેલો નિજ કર જલમાં ઘૂજતો આ ઝબોળે !
માની પ્યારી મનાવે મુખ પર ખરતાં આંસુડાં લૂછતો એ,
અંકે લીધી, હસાવી. નરમ વચન એ નેત્ર કેવાં વદે છે ! ૧

× × × × ×

ત્યાં પેલું જો હરિણું નદતટ પર એ ચાવતું ઘાસ નીલું,
આછાં રૂડાં રૂપેરી કિરણ રવિતણાંએ બધું ઘાસ છાયું;
વૃક્ષોનાં ઝુંડ ઊંચાંપર ઢળકી રહી વેલડી કૂમળી, જો,
પુષ્પોના પુંજ ઝૂમ્યા વિવિધ વિલસતા આ રૂપાળા લળ્યા, જો ! ૨

કુંજોમાં ત્યાં ઉડન્તું બુલબુલ રમતું બેસતું ને ફરન્તું,
ઓ ! ત્યાં બેઠું લપી ચંડુલ ગુલ પર જો વાણી મીઠી લવન્તું;
ત્યાં આકાશે પડ્યો છે સ્થિર ઘન કટકો શ્વેત ને પિંગળો તે,
તેજસ્વી એ ડગે છે નિજ રૂપ બદલી, શાન્ત પાછો થયો છે. ૩
તારો તૂટ્યો નભેથી ખરરર ખરતો, તોપગોળો વછૂટ્યો,
રાતો વહ્નિ ભભૂકો ભડભડ બળતો આભમાં ઉડી ચાલ્યો;
ગંગાનો ઘોઘ ફાટ્યો ગિરિશિર પરથી, રામનું બાણ છૂટ્યું.
તેવો તે શૃંગવાળો મૃગ જલઝરણું ફાળથી કૂદી ચાલ્યો ! ૪
ઊભો ત્યાં સિંહરાજા ઘરઘર ઘરરે, જોરથી ત્રાડ દેતો,
ડોલાવ્યા ડુંગરોને, રવિ પણ ચમક્યો લાલ અંગાર જેવો;
પક્ષી બોલે ન ચાલે, દ્રુમ પણ ધ્રુણ્યાં, પૃથ્વી ધ્રૂજી રહી આ !
આ તે બ્રહ્માંડ ફાટ્યું ! પ્રલય થઈ ગયો ! શંભુએ શંખ ફૂંક્યા ? ૫
આલિંગે ભવ્ય લીલા નદસરજલને પ્રેમમાં મસ્ત ડોલે,
ઊડી બાઝે સુસ્નેહી હૃદય હૃદયના સત્ત્વને જેમ પ્રેમે !
ઘેલો હું એ રમું છું ! તન મન લપટ્યાં ! રમ્ય છું, એક હું છું !
વેલી, વૃક્ષો, નદી, ને ગિરિ, નભ ઝરણે લીન હું સર્વદા છું !

કલાપી

---

## ૨૪
## વસન્તવર્ણન
( હોરી )

પચરંગી પટકુળ ધારી,
દીપે કુદરત આ રતે ન્યારી, ટેક.
કુમળાં ચળકતાં વૃક્ષે સજ્યાં ।। નવ પલ્લવ જૂનાં ઉતારી.
આંબે મોર અથાકજ ઝૂકે ।। જાણે કલગીઓ સારી !
વસંતનીં આવીં સવારી ! દીપે૦ ૧

વીટોં વળી વેલી સૌ સૌને ॥ વૃક્ષે હસ્ત પ્રસારી,
ફૂલનાં ઝુમખે ઝુમખાં જે પર ॥ રંગબેરંગી અપારી !
ઝૂકે ઝાડી ફૂલ ભર્યાં ભારી ! દીપે૦ ૨

ફૂલ ભર્યાં ડાળો ડોલે, ખરે ફૂલ ॥ પથરાઈ ફૂલની પથારી,
ભ્રમર હજારો ગુંજાર કરતા ॥ સુગંધિ લેતાં ગયા હારી !
બધુંજ રહ્યું બ્હેક જ્યાં મારી । દીપે૦ ૩

ફૂલ ભરી ડાળો ડાળે હિંડોળે ॥ બેઠાં પોપટ મેના પ્યારી,
ને નવરંગી અવર બહુ પંખી ॥ મધુર કરે રવ ! તારી,
કોયલ, તો છે બલિહારી ! દીપે૦ ૪

કોયલો કુકૂ કુકૂ કુકૂ કરી રહી ॥ પંચમ સૂર અનુસારી.
વૃદ્ધ ઘટામાં પડઘા પડે ને ॥ કુંજ દીપી રહી સારી;
મનોહર કામણગારી ! દીપે૦ ૫

દ્રાક્ષ માંડવે લાખો દરાખો ॥ લીલી, લોચન હારી ;
કુમળા બપોરના તાપે તૃશ્યાના ॥ હાથ લોભાવનહારી,
કંઠે થંડક કરનારી ! દીપે૦ ૬

ઉગ્યા ગુલાબ, ને આવી ગુલાબી ॥ તાઢની તો હવે વારી;
વાયે સવારમાં મંદ સુગંધિત ॥ શીતળ સમીર સુખકારી:
અંગે ઉમંગ વધારી ! દીપે૦ ૭

રંગ્યાં ઉમંગ્યાં પશુ, પંખી, નર, ॥ નાર, કુમાર, કુમારી,
સર્વ સજોડે રમે, જમે, કોડે ॥ સર્વ કરે મઝાદારી,
મુખે મીઠી હોરી ઉચ્ચારી ! દીપે૦ ૮

હોરીના સૂર ઘુમી રહ્યા ચોગમ; ॥ ચોગમ લગન છે જારી,
લગનસરા તો વસંતેજ સોહે ॥ વસંત છે લગન આચારી !
જેણે રચી અજબ તૈયારી ! દીપે૦ ૯

એ રીતે આ રતે પાંચે ઇંદ્રિય, ને ।। હૃદય રીઝયાં સંસારી;
હોળી રમણુ, આ હર્ખ મરણની ।। રીત સ્વાભાવિક ધારી;
ગણો ચાલ ગંદી નઠારી ! દીપે૦ ૧૦
સંત સ્તવે ભગવંત વસંતે ।। ઊંચે સ્વરે લલકારી,
જેણે જગતમાં ચોગમ ફરતી ।। આવી અનુપ ઉપકારી;
લલિત લીલા વિસ્તારી ! દીપે૦ ૧૧
જય ! જય ! જય ! સચરાચર સુંદર ।। જય ! ચિદ્રૂપ ભયહારી !
જય ! જય ! એક અકળ, બ્રહ્માંડ ।। અખંડ અખિલ વિહારી;
**નવલ** તન મનના ધારી. દીપે૦ ૧૨

**નવલરામ**

---

## ૨૫

## રૌદ્રવર્ષા—વર્ણન.

( પૃથ્વી છંદ )

છનચ્છનિત વીજળી ઝબુકિ મેઘ–જાળે દળે !
અતિત્વરિત વાદળી જળભરી વિલાસે લળે !
ઘટા–મુદિત કો કળા થનથને કરી મોરલો !
છટા–ઘટિત કો ઘડી ઝરમરે કંઈ મેહુલો ! ૧

લટો વિખરિ વાદળી વરસિ ખેરવે મોતિડાં !
ઘડી તડુકિ આ ઘને ઝડિથિ બાણ માર્યાં શું આ; !
શું સિંહ વનરાજ કો ગરજિ ઘૂઘવે ઘોર આ !
ગિરિ શિખરના ચુરા કડડડાટ કર્તો આહા ! ! ! ૨

ભુજંગની ગતિ થકી ઝરણુ ઝૂલતાં શાં વહે !
તરંગ–વર્તો કો નદી ઉછળિ અશ્વ–ફાળો લહે ! !

ઉછંગ ગિરિને રમે ધુધુધુ ઘોધ કૂદી ધસે!
સુરંગ–ભરિ ફેલતી ફરફરે પ્રદેશો રસે!!!– ૩

વનેવન ઘુમાવતો, તરુ ઝુકાવિને ઝીકતો,
ઉછંખળિત તે વહે પ્રબળ વાયુ શો દૂભતો!
ન પક્ષિ ટકિ કો શકે નભ વિષે! નહીં ચાતકો
વિકાસિ નિજ ચંચુને ટળવળે લહે બિંદુ કો!!! ૪

ઉ. ઉ. ધ્રુવ

---

૨૬

**મેઘને.**

( મિશ્ર હરિગીત )

૧

ઓ મેઘ! વૃષ્ટિ લાવજે,
તુજ રેલ અહિં રેલાવજે!
ગડગડ કરી,
ભડભડ ભરી,
રણવાદ્ય તુજ વગડાવજે!–
ધરણી વિશે કંઇ તાપના સંતાપ છે;
પૂંઠે પડ્યાં મનહરમુખી કંઇ પાપ છે;
એ સર્વને તુજરેલમાં ધસડી જઈ હોમાવજે;
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! દૂર દૂર સર્વ એ વ્હેવડાવજે! ૧

૨

આકાશને સહુ છાઇ દે,
તુજ સફળ દળનીૅ વધાઇ દે;
સરસર સરી;
રસ રસ ઝરી,
જગને અમીરસ પાઇ દે!—
નિર્દોષ કંઈ જગબાળકો અથડાય છે,
જીવન નિરસ ગણીૅને નિરાશ જ થાય છે;
તું તેમનાં ઉર છાઇને આશા નવી અંકાવજે,
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! રસ રસ અંતરે ઉછળાવજે!

૩

તુજ બાણુ રંગિન તાણજે,
મહિં રંગ હસતા આણજે;
દિનકર તણા
મુખ સમના
હયના ખુંખાર પ્રમાણ જે!—
શુદ્ધ પ્રેમને જગમાં હું જોઉં રીબતો,
બહુ શોકઘેરા રંગમાં ડૂબી જતો,
એ પ્રેમમાં તુજ બાણુના રંગો મુદિત રંગાવજે,
ઓ મેઘ! કર કર વૃષ્ટિ! તુજ શીૅત હાસ્યમાંહિં હસાવજે!

૪

તુજ દાન દેતો ઘૂમીૅને
કર તૃપ્ત ભૂખી ભૂમિને!—
સહુ ભય હરી,
જય જય કરી;
ઉર ઠારશે પદ ચૂમીૅને!—

ભૂખ્યાં લૅખ્યાં આ જગતનાં બહુ માનવી,
તૃષ્ણા ઊઁડી અતિવિકટ છે સહુ જાણવી;
જરી વેળ પણ તું તેમની ઊઁડી ભૂખને ભૂલાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જય જય ત્હારો ત્યાં ઉચરાવજે !

૫

અયિ ! કૂદતો કંઈ આવજે !
ભર સિંધુને ઉછળાવજે !
જળપૂરમાં
ખુબ શૂરમાં
નદી ને ઝરા દોડાવજે !—
આ દેશનું વીરત્વ મંદ પડી ગયું,
ઉડ્યું તેજ, કાળપ્રહાર સહોજ રડી રહ્યું;
તેને જગાવી મંત્ર ફૂંકી ઊર્મિઓ ઉકળાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! હરહર વીર હાક પડાવજે !

૬

જળ ધોધ ત્હારા ઢોળતો
પડ ગ્રીષ્મને ચગદોળતો;
નભ ભરો નીરે,
તુજ રિપુશિરે;
નાચી રહે રણ રોળતો !—
જૂઠાં કલહ ને કપટ આ સંસારમાં,
વળી ક્રૂરતા ને દ્વેષ કંઇ નરનારમાં;
એ સર્વ સુખરિપુને જગતમાંથી હરાવો હઠાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! સૌ તુજ ધોધમાં વ્હેવડાવજે !

૭

એ મેઘ ! વૃષ્ટિ લાવજે !
પશુ પંખીને હરખાવજે !
તુજ રવ ભરી
છલ છલ કરી
ઉર ગાનમાં છલકાવજે !—
કવિ-અંતરે કદી શુષ્કતા આવી વસે,
નિરસ કદરહિણુ જગતથી મંદજ થશે;
તેને ફરી તું જગાવીને તુજ ગાનપાન કરાવજે,
એ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજશું કલ્પના ન્હેવડાવજે !

૮

રસધર ! ઉતર આકાશથી !
રમિયે અહીં ઉલ્લાસથી
જગ અણદિઠા
અદ્ભુત મીઠા
કંઇ ખેલ રાસવિલાસથી !—
મુજ હૃદયને ચમકારથી ચમકાવી દે !
રસ દિવ્ય ધામથકી ઊંડા મધુ લાવી દે !
રે આવ ! કુદિયે નાચિયે ! કંઇ વિવિધ ભાવ જગાવિયે !
એ મેઘ ! કર કર વૃષ્ટિ ! જગને રસ રસે ન્હવડાવિયે !

ખબરદાર

૨૭

## પવન અને તારો

પવનિયા ! ઇચ્છિત જોમે વાજે,
નહીં આ તારલિયો બૂઝાશે,
ત્હારી મૂર્ખાઈ પર મલકાશે,
એની ભીતિ ના કાંઈએ.

એ છે શૂરા હૈયા વાળો,
નહીં એ જગજનસમ રોનારો,
નહીં જે કો'થી પણ બ્હીનારો,
તે શું ત્હારાથી બ્હીશે !

ભલે તું ચાસો પાડી દોડે,
ભલે તું વન ગામો ઉખેડે,
ભલે તું ભડ ગિરિશૃંગો તોડે,
તદપિ જરીએ ના ડગશે.

અહર્નિશ પ્રભુગીતે મચનારો,
છે એ દિવ્ય મનોબળ વાળો,
તેથી એ ગગને ઘુમનારો,
નહીં તુચ્છ ભયે ડરશે.

મને તવ શક્તિ તારા ! દેજે,
નહીં પછી તોફાની ભય રે'શે,
દિન નિશ પ્રભુ—ગીતે ચિત વ્હેશે,
આત્મ અનન્તમાં રમશે,

વસન્ત વિનોદી

## ૨૮

## લાગટ હેલી ઊઘડતી વખતની રચના

(ગરબી†) ચૌદેવી દીર્ઘકાળ મેઘે બન્દી કીધી રે,
ઘનકારાગૃહની માંહ્ય પૂરી દીધી રે. ૧
હેવું નિરખી દેવીનો કાન્ત રવિ આ ઠારે રે,
તોડી નાંખી કારાદ્વાર પાદપ્રહારે રે. ૨
કીધી ચૌદેવીને મુક્ત, એ હસતી ઉલાસે રે,
ત્હેને ભૂમિસખા નિરખંતી રહી પ્રતિહાસે રે. ૩
હવે જાણું જે પ્રલય કરંત મેઘ જશે ન્હાશી રે,
ત્હારે જોને એકાએક રચના આ શી રે! ૪
(સાખી) પવન તુરંગ પલાણીને આવ્યું ઘનદળ આમ!
જોતામાં સહુ દિશ ઝૂકી, કરે વૃષ્ટિપ્રહારો સહુ ઠામ; ૫
કહિં સંતાયલી જો સેના મેઘની આવી રે,
ચૌદેવીને ગ્રહી લઈ જોરે અતિશ અકળાવી રે. ૬
ફરી વર્તાવ્યું સામ્રાજ્ય જો ઘનરાયે રે,
ક્હાં સંતાયો રવિરાય, કંઈ ના જણાએ રે. ૭
આહા! પાછી જો પલટાઈ રચના કે'વી રે,
પડયે જાતી વૃષ્ટિની ધારા હેવી ને હેવી રે. ૮
તો એ કો કો સ્થળ રવિતેજ ભેદી પ્રકાશ્યું રે,
દ્યુતિલીલા વૃષ્ટિની સંગ પ્રકાશી; આ શું રે! ૯
(સાખી) જે'વી કો મૃદુ સુન્દરી રુદન કરંતી જાય,
મહિં વેરે સ્મિત ચળકતાં,–એવી રચના આ રમ્ય જણાય. ૧૦

† જમનાં જળ ભરવું મ્હારે કુંવર કન્હૈયા રે—એ ચાલ.

હવે જાશે ઘનનું જોર હેવું ભાસે રે,
અટક્યો વર્ષાઘાત, ને આમ જો આકાશે રે. ૧૧
છિન્ન ભિન્ન થયો શતખણ્ડ મણ્ડપ ઘનનો રે,
ને દેખાયો ભૂરો ગભીર ઉદધિ ગગનનો રે. ૧૨
ભૂરા ઊંડા એ સાગર માંહિં ધરી દ્વીપલીલા રે.
શા મેઘખણ્ડ સુવિશાળ કર્યા રંગીલા રે ! ૧૩
ને નીચે લીલેરું આ ક્ષેત્ર ટેકરી તે પારે રે,
દેવાલય ઊભું ભવ્ય ટોચે તે હારે રે. ૧૪
રવિકિરણે ચુમ્બિત ત્હેનાં શિખર વિરાજે રે,
ત્હેની ઉપર ઇન્દ્રધનુ રમ્ય રચ્યું રવિરાજે રે. ૧૫
(સાખી) ઇન્દ્રધનુ આલેખિયું ગગનપટે રવિરાય,
મેઘાસુરસંહારનું એ વિજય તોરણ શું જણાય ! ૧૬
આમ વિજયી જો રવિરાય ઘૌદેવી સંગે રે,
રંગે રમતો મલકાય પડયો તે ઉછંગે રે. ૧૭
હેવા વિજયલગ્નનાં ગીત ચોગમ ગાજ્યાં રે.
મીઠાં પંખીડાં હર્ષનાદ કરીને નાચ્યાં રે. ૧૮
અને મધુર મધુકરવૃન્દ સ્થળ સ્થળ ગુંજે રે,
વૃક્ષવેલી કુસુમઉપહાર અર્પે કુંજે રે. ૧૯
લીલી ભૂમિ વર્ષાબિન્દુ તૃણ તૃણ ધારી રે,
અર્પે ભરીને મરકતથાળ મોતીડાં ભારી રે. ૨૦
(સાખી) એમ વિજય વ્યાપી રહ્યો જગ રેલ્યો ઉછરંગ,
હેવા વિજયી લગ્નનો મુજ હૃદે લાગ્યો રંગ. ૨૧
રંગાઈ હૃદું મ્હારું કરે ગુંજારો રે,
હું એ અર્પું પ્રેમે કાવ્યકુસુમ—ઉપહારો રે. ૨૨

**નરસિંહરાવ**

## ૨૯

## સમુદ્ર વર્ણન

( શિખરણી )

નદી જેવી વક્રા પ્રિય સહચરી અંગ ધરતો,
મદે છાતી કાઢી હરખભર શું નૃત્ય કરતો;
દબાવીને જ્વાળા, પરવશ કરી અગ્નિવડવા,
કરે છે શું ચાળા જલધિ રવિની સાથ લઢવા. ૧

નૃશંસો ને દેવો અચળ અહિનો યોગ કરતાં,
મહાયત્ને વિષ્ણુ જળનિધિ વલોવે જળ છતાં;
મહા રત્નો તોએ અમૃતયુત દે છે અવિકલઃ
મહાત્મા સોરંગી સમ વ્યથિત દે રંગ નવલ. ૨

ક્ષણે ધાઈ ધાઈ ઘન પુલિનને જાય મળવા,
ક્ષણે ધીરે ધીરે મૃદુકણ દ્રવે જેમ મધવા.
કરે છે છોળોના ધવલ જલથી હાસ્ય અમલ;
ધરાને શો ખેંચે જલનિધિ તણો પ્રેમવમળ ! ૩

શિલા વૃક્ષો તારા શશિ રવિ અને અભ્ર ગળતો,
ભલાં ભુંડાં દ્રવ્યો ઉદરદરની મધ્ય ભરતો;
વિરાટે ફાડ્યું આ વદન મકરાકાર અથવા,
બતાવે માયાનાં તરલપડ અંભોનિધિ નવાં. ૪

પ્રભાવે છે મો'ટો અકલગતિ, ગંભીર, સબળો,
પ્રસન્નાત્મા શ્રીમાન્ વિમલ, નહિં લેશે અછકલો,
સહી પીડા આપે અતુલબલ, ખારો પણ જળે;
નહિ આ સંસારે સકળ ગુણ એકસ્થ નિકળે. ૫

હણે જોતાં જોતાં દ્વિરદગણને સિંહ જબરો,
ધરાને ધ્રૂજાવે જ્વલિતમુખથી ભૂધર ખરો;

ધરે મૂર્છા તંદ્રા મુખરસ્વર વાત્યા ઘનથકી,
ત્રણે તોએ ત્રાસે જલનિધિતણા ચંડધ્વનિથી. ૬

× × ×

રમાડે રામાને વલયરણકાનો સ્વર કરી,
શમાવે શ્રરાના શ્રમ તરુતણાં વિંજન ધરી;
નિચંતા લંકાના પદતળ વિષે અંજલિ ભરી,
મહત્તા રીઝાવી જળનિધિ કરે નિત્ય બસરી; ૭
દઇ લક્ષ્મી સાથે જગતપતિને કૌસ્તુભમણિ,
હરિ અર્થે હસ્તી ત્રણ ભુવન કાજે નિશમણિ;
સુધા દેવોને ને ગરલ મદિરા શંભુ અરથે,
થયો મોટો અબ્ધિ; સતત યશની વૃદ્ધિ ગરથે. ૮
કરે ભીની લીસી જલકણથકી શ્વેત સિકતા,
ધરી ઉષ્મા બાષ્પે ગગનસમ ભારે રસિકતા;
ઝથે ન્હાની મોટી દઢ મૃદુ શિલા કૃષ્ણ તટમાં,
ઘસે તેમાં વેગે, જળનિધિ રહે તોય વટમાં. ૯
ફરે દોડે નાચે મુદિત પશુ ઉચ્છૃંખલ બને,
રમે નાના પક્ષી જળચર નિરાંતે સુરતને;
ભર્યા ભોળાં ચિત્તે અકલકલ કલ્લોલ કરતાં,
ઠરીને ઠારે છે રસિક રમુજી ગાન રટતાં. ૧૦
થતો ટાઢો આત્મા વિરહિત તણો વિસ્મરણથી,
પડે છૂટા જીવો ત્રિગુણિત અવિદ્યાશરણથી;
જરા ચિંતા ક્યાંથી, પરનિજ યદા વૃત્તિ ન રહે,
કહો શું શું અત્રે મહત જનનો સંગ ન કરે ? ૧૧
ગ્રહે આકાશેથી મલરહિત આભાસ ઉજળો,
નદીનારી કેરો ગુણ પતિતના પાવન તણો,

તિતિક્ષા પૃથ્વીથી, અચળ ગિરિથી ગૌરવ ઘણું,
મહાત્મા ખેંચે છે ભ્રમર સમ સારૂં સરવનું. ૧૨

સ્વભાવે બેરંગી પણ વરણમાં શ્યામ દિસતો,
કરી સ્વાહા સર્વે વ્યથ અવરની જોઇ હિસતો;
ત્યજી જીર્ણા પતિને નવ નવ વધૂમાં રતિ ધરે,
અહો ! આ અંભોધિ અસુરજનની સંગતિ કરે. ૧૩

જળે મત્સ્યો કચ્છો મગર દિન ને રાત વસતા,
રમી ખાતાં પીતાં લઘુ ગુરુ સદા જીવ હરતા;
કરે ધંધાધારી નિજ ઉચિત નિર્બાધ પ્રસરે,
ધરા જેવું ધીંગું જળનિધિ પ્રવાહી સ્થળ ખરે. ૧૪

× × ×

દોલતરામ કૃપારામ પંડયા

---

## ૩૦

## સિન્ધુને

( શાર્દૂલ )

ઓ સિન્ધુ અતિ ગર્જ તું રુચી પડે તેવું અને તેટલું,
કિન્તુ અન્તર મ્હારું ખિન્ન રહેશે છે જેવું ને જેટલું;
"ઘૂઘૂ" હર્ષથી બોલતો વધુ વધુ ઉત્સાહ તું ધારશે,
મ્હારું હૈયું વિશેષ તેમ બળશે, તું યત્નમાં હારશે. ૧

( શિખરિણી )

તરંગો ત્હારા તે અવળા અસરો અન્તર કરે,
તરંગો ચારુ છે પણ મુજ ઉરે ના જરી ઠરે;
વિચારું ! "આશું છે ! કયમ ન ઉદધિ ચિત્ત હરતો,
અને ખોટી છાયા હૃદયપર પાડી શું કરતો ! ૨

( હરિગીત )

" ગાવષ્ટ છે શું ? તેથી ત્હારાથી વિમુખ બનું હું શું ?
" ગંભીર છે શું તેથી ત્હારાથી અતિ ભય ધારું શું ?
" અતિ ગાઢ છે તેથી ન સમજું કાંઈ ખુબી, નારાજ છું,
" નહિ સિન્ધુ હે ! કારણ ન એ, કહું સાંભળીને લાજ તું; ૩

( તોટક )

અભિમાની નિધિ પ્રભુ એક કળા!
તુંથી એક ચ્હડે પ્રભુ બીજી કળા!
અતિ તેજ રુચે ઉરમાં મુજને,
ગણું તે થકી તુચ્છ હું તો તુજને; ૪

( ઉપજાતિ )

નિત્યે રહે સ્થિર ગિરિ, ગમે એ,
નિત્યે ઉભા શાન્ત ગિરિ, રુચે એ:
દેખી હું ત્હેને થઉં મગ્ન પૂરી,
ઉત્સાહ આવે નિરખી સુગિરિ; ૫

( હરિગીત )

જે ચલિત અસ્થિર વૃત્તિવાળું તે ન હૃદયે ભાવતું,
જે જાય એવું પાછું ચાલે ત્હેની સંગ ન ફાવતું,
ત્હારી ગતિ છે તેવી સાગર! અતીવ ચંચળ તું સદા,
તે શાન્ત સ્થિર પ્રભુની બાળાને શું રુચે કે કદા ?

( તોટક )

વળી દોષ બીજો તુજ માંહી રહ્યો,
નવ લેશ રહે ચુપ છાકી ગયો;
તુજ સાદથી, તું પ્રભુને ભુલવે,
ઇશ ગુપ્ત સ્વરો સુણવા નવ દે; ૭

( અનુષ્ટુપ્ )

વિઘ્નકારી ખરા કામે બન્યો છે, તું નહી ગમે,
શાન્ત ઉભા ગિરિ મ્હારા ! બોલ કાં વધુ ના ગમે. ૮

( હરિગીત )

વધુ એ વિચારો આવતાં સાગર અપ્રિય વધુ થયો,
હેતુ સમજતાં તો વળી મનસિન્ધુમાં ડુબી ગયો;
જેની કદી કે કોઈ પણ રીતે નહી તુલના કરે,
તેવો સમુદ્ર અગાધ મુજ ઉર સાગરે ડુબી મરે; ૯

( વસંત )

જે સિન્ધુના ક્રૂર તરંગ પ્રચંડ ઘોર,
ઇચ્છીત જે ઘસડીને ગળી જાય ભોગ;
ત્હેને તરંગ મનના–મુજના–ગળે છે,
ને ત્હેની સાથ મુજને ઘસડે બળે તે;

સૌ. સુમતિ

---

૩૧

## શિખરિન્ અને સરિતા

( શંકરાભરણ )

ભવ્ય ગિરિશિખરને ચરણ ઢળતી અહીં,
દિવ્ય સરિતા અહા ! શાંત સરતી ! ટેક

પક્ષી કલરવ મૃદુ આદરે અહીં તહીં,
રેલતી મધુર સ્વર કેરી ભરતી;
બધી સૃષ્ટિ સંગાનને કાન ધરતી; (૨)

શિખર તરુ સહ લતા નૃત્ય કરતી,
બધી સૃષ્ટિ નર્તન મહીં કુદડી ફરતી. ભવ્ય૦
અનિલ પરિમલ ચુમે, કુસુમ કુસમે રમે,
સરિત વિનિમય કરે સિકર અર્પી;
પાદ ગિરિરાજના ધોઇ પૂજન કરે,
કુસુમની અંજલિ કંઈક અર્પી;
અહા ! ભક્તિની ભાવના હૃદય ભરતી: (૨)
ઉચ્ચ ગિરિશિખરની ભવ્ય પંક્તિ,
અહા ! ભવ્ય ગંભીરતા હૃદય ભરતી. ભવ્ય૦
ઈશને અધીન રહી સર્વ અર્પણ કરે,
આત્મ ચૈતન્ય આ વ્યક્તિ વ્યક્તિ;—
સરિત નિજ સ્નેહરસ, અનિલ પરિમલ, અને
પક્ષી કલરવ મધુર, નૃત્ય વેલી,
તરૂ સુમન સુંદર; ગિરિ ભવ્ય મૂર્તિ; (૨)
પરમ રસ કંઈ રહે હૃદય રેલી,
પિતા ! હું દઉં દીન સર્વસ્વ અર્પી ! ભવ્ય૦

રસિક



## ૩૨

## પાછલી રાત

અંધારૂં થતું પાતળું નભવિષે તારા દ્યુતિ નીતરી,
વીણા તાલ, મૃદંગ રાગ, તરોને કાને પડે આ ઘડી;
રાત્રી આ ઝણુણાટ જેમ કરતી, વેગે ઉડી જાય છે,
નીદ્રાની મીઠી પાંખમાં જન બધાં જંપે પ્રશાન્તિ વિષે.

**મ. ન. દ્વિવેદી**

## ૩૩

## ચંદા

( વિષમ હરિગીત )

શાન્તિ શીતળ વરર્શાને સુખમાં સૂવાડું રાત્રિયે,
જે નદી, સરવર, અદ્રિતરુવર, દિવસ તપિયાં ત્હેમને,
કુમુદિની કરમાઈ દિવસે થાકીને સૂઇ જતી,
ત્હેને જગાડું કરવડે મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી. ૧

કન્યકા હું કુળવતી, મુજ માત મ્હોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મ્હારા, હેમનાથી રહું ન્હાની,
માત મ્હારી પૂજ્ય ત્હેનો પ્રદક્ષિણા કરું ઉરથી,
મુજ તાત તે પણ પૂજ્ય ત્હેવા વન્દના કરું દૂરથી. ૨

નામ ચંદા મધુરૂં મ્હારૂં પાડિયું મુજ માડિયે;
ઘણી વેળ વિચરૂં ખેલવા આ વ્યોમકેરી વાડીયે;
માંહિ વ્હેતી વ્યોમગઙ્ગા દૂધ જેવી ઊજળી,
ને ફૂલડાં ખીલ્યાં રૂપાનાં તે ગણંતો ફરું વળી. ૩

ફરું ન્હીતી તાતથી, પણ માત મુજ મન ભાવતી
નિજ સંગ લેઈ ધીમોં ધીમોં પ્રદક્ષિણા જ કરાવતી;
બન્ધુ મ્હારો રાહુ તે ભિઠયો કુછન્દી કૂબડો,
કંઈ કોટિ વેળ મુને કનડતો, એ અકારો થઈ પડયો. ૪

ન્હારચ જાય પિતાજી ત્યહારે આંગણે રમું કોડથી,
રૂપા અને હીરા તણી ગેંદો લઈને દોડતી,—
એક લઉં, બીજી ઉછાળું, ત્રીજી શિર ઝીલું ધરી,
વળી ફેંકો સઘળી વેગળી માઠી બણી નિરખું હશી. ૫

માગ્યું માત મહી કને, ને તાતની અનુમતિ લીધી
આ મૃગલું મ્હારૂં;–બાપુ ! ત્હેં હજી સુધા કેમ નથી પીધી ?–
સુધા પાતી એહને,—ભર્યો કુમ્ભ આપ્યો તાતજી—
રાખું ઉછંગ મહિં સદા હેને કદાપિ ન દઉં તજી. ૬

વાંકું વળિયું રમ્ય રીતે અણીવાળું નાવડું
માતાપિતાએ આપ્યું મુજને, કોઈ તે પર જઈ ચઢું.
ચઢી મૂકું તરતું તે સ્વચ્છન્દ ચાલ્યું જાય ત્યહાં,
ઊંડું લીલૂં આકાશ કેરું જળ અમળ ફેલાય જ્યહાં. ૭

ત્યહાં ઘને કો ઠામ વેરી ઝીણી રુપેરી રેત્ય તે
લઉં ખેલવા લંબાવી કરને નાવડેથી જતે જતે:—
ને બધી આ વેળ હરણું મ્હારૂં જે બહુ બ્હીકણું,
મુજ સોડ્યમાં સંતાઈ સૂતું, એ મુને રુચે ઘણું,— ૮

હેવી મેઘની રેતી સરસું નાવ મુજ ઘસડાય જ્યહાં,
મધુર, રસીલા, મન્દ, ઝીણા, સુન્દરા, સુર થાય ત્યહાં;
માત્ર દિવ્યજનો સુણે એ મીઠું ગાન મનોહરું,
ને સુણે હરણું માહરું ને ઉંઘ મીઠી લે ખરું. ૯

ઊઠી હું મૃદુ ને સુંવાળી સેજમાંથી જળતણી,
નાંખુ નજર ઝીણી શોધી સાગર અને ભૂમિ ભણી,
રંગરાતું મુખડું મ્હારું કંઈ વિશાળું સિન્ધુમાં
ધોઈ ફરી ચઢું વ્યોમ, વળગ્યાં વાળશું જળબિન્દુડાં. ૧૦

મેઘ પેલો મસ્તીખોરો મુજને રંજાડવા
કંઈ યુક્તિયો બહુવિધ કરે ભંગાણ સુખમાં પાડવા,
પણ હું તો હસતી રમંતી ફરું ઉપર નભવિશે,
ને એહ અસ્થિર મેહુલાશું કદી ભરાઉં નવ રીસે. ૧૧

એ જ મુજને પ્રેમભર આલિઙ્ગીને કદી લાડતો,
કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો,
ને રુપેરી કોરચનો રૂમાલ ધોળો દે કદી;
કદી પાથરે મૃદુ સેજ તે પર વળી ક્ષણભર રહું પડી. ૧૨

કો ઘડી વળી શ્યામળી નિજ શાલ લેઈ તે વડે,
મારી ઝડપ રમતો રમંતો મુખડું મુજ ઢાંકી દિયે;
ને ત્યહાં અંબોડલો મુજ જાય છૂટી તે સમે,
ને વાળ ચળકંતા રૂપેરી વિખરી ચોગમ રમે. ૧૩

પૂર્ણ પામી વિકાસ મુખ મુજ હાસ્ય કરતું પ્રેમથી,
તે સમે સિન્ધુ વિશાળું નિજ ઉર વિસ્તરે સ્હામો હસી;
ને કરતો મન્દ મન્દ ઘુંઘાટ ભર આનન્દશું,
ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું! ૧૪

ભેટવા વિસ્તારી કરને બાથ બીડું માતને,
તે મુને મન્દ હસંતી નિરખે પ્રેમભીનાં લોચને;
અચળ પેલા તારલાની આસપાસ ઘૂમંતી તે,
સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દૃષ્ટિ પડતાં ફીકી બને. ૧૫

નદીમાં સરવરોમાં, ને સિન્ધુમાં કદી ન્હાતી હું;
તે વેળ થોડા તારલાને સંગ મુજ લઈ જાતી હું,
ત્યાંહિ નાચું લ્હેર કરતી, વળી ડૂબકાં ખાતી હું,
ને મૃગલું મ્હારું તેહને એ નવલ જળ કદી પાતી હું. ૧૬

કદી ઊંચા પર્વતે ચઢી ટોચ પર ઊભી રહું,
નીચે બિછાવી મ્હેં રુપેરી તેહ જાજમ નિરખું;
દૃષ્ટિ ઊંચી ફેંકું વળી ઊંડું ભૂરું આકાશ જ્યહાં,
ફરી જોઉં વળી રમતો પવન વનવેલી સંગે રાસ ત્યહાં. ૧૭

એક પર્વતરાજ મુજ નીચે વિરાજે વિસ્તરી,
જે'નાં શિખર પર હિમ નિરન્તર વાસ કરીં રૂહે છે ઠરી,
નિજ તળે સુવિશાળ ખણ્ડ પડયો અલૌકિક તેહની,
વિધવિધ દિશાઓ ઊંચી નીચી કાળચક્રે ફરી ઘણી, ૧૮

ને અનન્ત ગયો જ વીતી કાળ ત્હેમાં નિજ સ્થિતિ
નિશ્ચળ રહી, તે જોઈ કરતો હાસ કંઇ ઉજ્જવળ અતિ;—
એહવો મ્હોટો મહીધર નભમહિં ધરતો રસે
હજાર શૃઙ્ગે દર્પણો, પ્રત્યેકમાં મુખ મુજ હસે. ૧૯

કો સમે વળી મધ્ય નભમાં રહું ઊભી ઝઝૂમતી,
નીચે સૂતાં જે ઝાડઝુંડો ત્હાં નજર મુજ ઘૂમતી;
મુજ કરે રૂપેરીં બુટ્ટાદાર શતરંજી ગૂંથી,
ત્હાં પડી તે જોવા હું નાંખું દૃષ્ટિ ઝીણી મથી મથી. ૨૦

પછી નીચે ઊતરું જ્યહાં વ્યોમપૃથ્વી ચુમ્બતાં,
ને તરુઘટાબાકાં મહિં મુજ પ્હોળું મુખ ધરી થંભું ત્હાં.
પછી સિન્ધુકિનાર પર પળમાત્ર હું ઊભી રહી,
કરી ડોકિયું ફરી એક વેળા, સૂઉં જળસેજે જઈ. ૨૧

મેઘ નિજ ચઢતી સમે મુજને દમે વિખુટી કરી
માડીથકી બહુ વેળ લગી આ વ્હાલસોહી દીકરી;
વિરહ ટળી જે વેળ મળી મુજ માડીને નિરખું ફરી,
તે વેળ કે'વું પ્રફુલ્લ મુખ મુજ! ધરે શોભા સુન્દરી! ૨૨

કોઈ કોઈ સમે તથાપિ વિયોગઅવધિ અંદરે,
પાદપ્રહારે તોડી ઘનપડ, પછી જનની મન્દિરે,
ડોકિયાં કરું જ્યાંહિં જ્યાંહિ પાડી બારી એમ મ્હેં;
ને માત મન્દિર મુકુટ મૂકિયા મુખ નિરખું ત્હાં ગમે. ૨૩

ન્હાનું મ્હોટું થાય વપુ મુજ, પણ નિરન્તર અમર હું,
ને જે સમે દેખાઉં નહિ તે સમે તાતનોં ગમ રહું;
એક ફેરી ફરી રહું મ્હાડી પછાડી જ્યાહરે,
જઉં એક વેળા ભેટ લેવા તાતની તો ત્યાહરે. ૨૪

સલૂણી સન્ધ્યા સખી પ્રિય મુજ, ભેટ લેવા તેતણી,
મુજ હોડલામાં બેશીને જાઉં કદી હું બની ઠની;—
મૃદુ પવનથી આંગણું વાળી સમાર્યું સ્નેહથી,
વેર્યાં કુસુમ નવરંગ હેમાં ઝીણ ઝીણા મેહથી. ૨૫

શાન્ત હેનું નિરખીં મુખ મુજ સુખનદી નવ શોભતી,
નારંગી રંગે સાળૂ સુન્દર પ્હેરીં સખી શી શોભતી!
ચકચકિત સહુ પ્હેલ ચ્હોડયો તારલો સખી ભાળમાં
લાડતીં અડકું એહને કદીં આવી જઇ અહુ વ્હાલમાં. ૨૬

હેવીં હેવી રમત વિધવિધ સખી સંગ રમતીં હું,
પણ ભેટવા આવે મુને એ ત્યાહરે ચમકી બિહું.—
કેમકે સ્હામેથીં પેલી આવતીં કાળી રાક્ષસી—
મુઈ રાત્રિ—હેણે દૂર સખિયો કીધી ક્રૂર વચે ધસી. ૨૭

ઊડીં ગઈ મુજ સખી ઝીણી પાંખ નિજ ઝગકાવીને.
ને મુજને તો રાક્ષસીએ પકડીં લીધી આવીને;
રાખીં કરમાં થોડીં વેળા પછીં મુને તે ગળી ગઇ,—
જાણે નહિં—હું અમર છું ને બેઠીં મુજ મન્દિર જઇ! ૨૮

નરસિંહરાવ

## ૩૪

## સ્વર્ગીય ગાન

હે પુત્રી કુદરતની ભલી ! માતા અહો આનંદની !
હે દિવ્ય નારી દોરનારી સકળ સૃષ્ટિ વૃંદની !
હે વિમળ મધુરા પ્રેમ કેરી હેમ સંયોગી કડી !
હે ગાન ! ત્હારી સાનની રે કોણને બુટ્ટી જડી ? ૧
પ્રભુતા ખરી તું ઈશની ! ત્હારૂં રહસ્ય અગમ્ય છે !
તુજ ભવ્યતા બ્રહ્માંડમાં પૂરી પ્રતાપી રમ્ય છે !
આજ્ઞા ન કોઇ તુજ ઉથાપે, તેજ એવું દૃષ્ટિમાં;
તુજ આંગળી પર નાચતું રમતું દીસે સૌ સૃષ્ટિમાં ! ૨
આ ઉભય રવિ ને ચંદ્ર તો થઈ લીન ત્હારી લેહમાં,
આકાશમાં ઘૂમતા ફરે છે નિત્ય નિર્મળ નેહમાં !
તુજ મોહ દંડ અદૃશ્ય રહી તેં મારિયો એવો અરે !
અગણિત વર્ષ થયાં હજી ફરતા નહીં અટકે ખરે ! ૩
વળી આ અસંખ્ય જ તારલા ને ગ્રહ દીપે નભમાં ફરી;
તે એકતાન બની રમે તુજ ધ્વનિ વિશે લગની ધરી;
નહિ કો ચળે તુજથી, સુણે રજની બધી સૌ ચકચકી,
તે તુજ હાલરડાં થકી દિવસે રીઝી સૂએ નકી ! ! ૪
રજની વિશે સૌ તારલા એ દેખતાં એકાંતમાં,
તુજ શક્તિ કળવા ઉરતરંગો જાય છે નભ પ્રાંતમાં !—
તુજ કાવ્યપોથીનું હશે શું પાન આ ઉઘાડિયું,
જેમાં પવિત્ર જ ઝલકતું ધ્વનિ–ચિત્ર આ તુજ પાડિયું ! ! ૫
કે તુજ મુખથી કે મધુર ધ્વનિબિંદુ ઝરતાં ઝડપીને,
તેજસ્વી આ નભમાં જડયાં શું કામ દેવે તલપીને ?—
એવા તરંગો આવી આ મુજ હૃદયને ઉછળાવતા,
હે ગાન ! તો પણ મર્મ તુજ ઉકેલવા નહિ ફાવતા ! ૬

તેં કૈંક કવિવર જગતમાં ઉપજાવી ઉછેર્યા અરે !
તે તેમના ઉરસ્વર્ગમાં સ્વરધાર તુજ રેડી ખરે;
એ ધારના ઉભરાયકી ઉદ્‌ગાર ફૂટી નીકળ્યા,
જે જગતને તુજ મોહમાં ઘસડી પુંઠે પંથે પળ્યા ! ૭

એ સર્વ કવિ, રવિને લજાવે નવલ દિન રચ્યાં એહવો,
હે ગાન ! ઘસડાઇ ગયા તુજ તાણમાં ભવના ભવો !
નહિ પાર પામ્યા કોઈ તુજ, કે પામશે નહિ કો કદી !
બલિહારી ત્હારી એવી ભારી, શું શકે જગ સૌ વદી ! ૮

આ જગતમાં દુઃખ શોકની નદીઓ ભરાઈ ઉભાય છે,
તેના તરંગો આવી આ મુજ હૃદયતટ અથડાય છે,
તે વેળ તો હે ગાન ! તુજ ઊંડા ધ્વનિ મુજ કાનમાં
ઉતરી હઠાવી તરંગ એ, ફિર રીઝવી તુજ જ્ઞાનમાં ! ૯

છે તુજ અલૌકિક શક્તિ એવી, ઠામ ઠામે વ્યાપતી,
તુજ સ્મરણ વિદ્યુત માત્ર જન દુઃખ તિમિર તોડે કાપતી !
જન આત્મપર તુજ શાંતિની છાયા છે સદા પથરાયલી,
તો દેહ બંધ રહી શકે આ આત્મ તુજ આગે ભલી !! ૧૦

રે પારણામાં ઝૂલતું બાળક ન જગને જાણતું,
હસતું ગુલાબી હોઠપર દીસે અકારણ આણતું,
તે આત્મ તેનો મધુર ત્હારા સ્વર સુણીને રીઝતો,
કે આશ મધુરી ભાવિકેરી તુજ કૃપાથી સિંચતો !! ૧૧

હે ગાન ! તુજ ઝીણા સ્વરો જે આજ નહિ સુણિયે અમે,
તે કોઈ વધુ દીપના દિને સુણીશું વધુ રસથી શમે;
તુજ ધ્વનિ જ અહિંથી માર્ગ અમને સ્વર્ગનો દેખાડશે,
ને ત્યાં સદાય અનંત નિજ રસ રેલ માંહિ રમાડશે ! ૧૨

આ સિંધુના ઘોંઘાટમાં કે પવનની મૃદુ ચાલમાં,
ઊંડા અનંતાકાશમાં કે પૃથ્વીમાં, પાતાળમાં,—

જ્યાં જોઉં ત્યાં હે ગાન ! તુજ અસ્તિત્વ તો મુજને મળે,
સૌ જગતને તું રીઝવે તુજ સર્વવ્યાપકતા-બળે ! ૧૩

હે ગાન ! હું આ જગતમાં ભૂખ્યો છું તુજ આશીષનો,
તું તે અરે છે સત્ય શ્વાસ જ સર્વવ્યાપક ઈશનો !
તો તુજવિના આ સૃષ્ટિ કેરી કાય કયમ નીભી શકે ?–
નિશદિન મને તું કર ઝૂલંતો દિવ્ય ત્હારે હિંચકે ! ૧૪

રે તારલા તુજ ધ્વનિ વિશે આ ધ્યાન નિજ પ્રોઈ રહ્યા,
ને એક તાન બની સહૂ જ્યમ લીન આ તુજમાં થયા,
હા, ત્યમ નિમગ્ન રહીજ, હે સ્વર્ગીય ગાન ! તણાઉં હું,
તુજ મધુર ધ્વનિના સ્વપ્નમાં આ જગતથી સરી જાઉં હું ! ૧૫

ખબરદાર

---

## ૩૫

## રમ્ય રજની

( ગરબી )

કેવી ફરવા નીકળી આજ, રમ્ય રૂડી રજની !
શો શોભે સુંદર સાજ ! વ્હાલી જો સજની !–
થનથન કરતી, પગલાં ભરતી, લટકો લેતી જાય રે;
એનાં આ શુભ નખરાં જોવા મ્હારૂં મન બહુ થાય !–
રમ્ય રૂડી રજની ! ૧

કેવી આ તારક મોતીની ગુંથી ચોટલે માળ રે !
જેથી શા એના ઝગઝગતા આ અસમાની વાળ !–
રમ્ય રૂડી રજની ! ૨

ચાંલ્લો ખુબ કપાળે દીપી નાખે સ્થિર પ્રકાશ રે;
એ અમૃત મુજ આંખે પીવા ઉરમાં રાખું આશ !
રમ્ય રૂડી રજની, ૩

શાંત સરોવરમાં સૂવાડ્યા તારા ઊંડા છેક રે,
જ્યાં રજનીની સુંદરતાનું સ્વપ્નું જોય દરેક!!!–
રમ્ય રૂડી રજની. ૪
ઓઢ્યો ઘેરો સાળુ મ્હેરી, નિડર જતી સૌ ઠામ રે;
વને વિચરતી, શહેરે ફરતી, ફરતી સ્થળો તમામ!–
રમ્ય રૂડી રજની! ૫
ઓ રજની! આ તારા તુજને ઉમંગથી શી જોય રે!
તું–મુગ્ધાની મધુરી સેંહુ જો મલકાઇ મ્હોય!!!–
રમ્ય રૂડી રજની! ૬
હું પણ તારો એક થવાને ઇચ્છું છું બહુ ઉર રે;
તુજને જેથી પ્રેમે નિત્યે જોઈ રહું હું પૂર!–
રમ્ય રૂડી રજની! ૭
સાગર કૂદે, પર્વત ઝોટે, નદી ધસે ધરી પ્રેમ રે!
એ સૌ તુજને મળવા તલપે, હું પણ ચાહું ન કેમ!–
રમ્ય રૂડી રજની! ૮
રજની! તુજ પ્રેમે ભિંજાઈ, અદલ હું માગું એજ રે;
તુજ ઊંડાં શાન્તિ–હૃદયે મુજ થજો સદાની સેજ!!!–
રમ્ય રૂડી રજની! ૯

ખબરદાર

---

## ૩૬
## તારક નિશા
(તોટક)

સખિ સાંજ વિશે નભ જંગલમાં.
યુગ તારકનું નીકળ્યું રમવા;
નભ શાંત, નિશા પણ શાંત દીઠી,
કરવા મરજી કંઇ ગોષ્ટ મીઠી. ૧

મલકે મુખડાં મૃદુ હાસ મહીં,
પલકે નયનો સુકટાક્ષ મહીં;
કર–રશ્મિ પરસ્પર આ ગુંથતાં,
નિરખું તદપિ વિખુટાં વિખુટાં. ૨

હમણાં દ્રવીને દૃઢ આલિંગશે !
હમણાંજ વિરોપણુ અંક વિશે !
હમણાં કરમાં કર ઝાલી વળી,
લટકે રમશે, ફરશે ફુદડી ! ૩

નિરખું નિરખું શરૂ રાસ થતાં,
નિરખું શશિ–રાણી સિંહાસનમાં;
નિરખું યુગલો નવલાં નવલાં,
જયમ એકલ યુગ્મ અનેક થયાં ! ૪

યુગલે યુગલો ફુદડી ફરતાં,
કર ગુંથી પરસ્પર નીસરતાં;
ઉદધિ વધવેછ મૃદંગ મીઠાં,
પુરતો સુર કંઇક અનિલ મીઠાં. ૫

ગિરિરાજ જુવે મુખ શૃંગ ઉંચે,
સરિતા થઇ શાંત હિંચે જ હિંચે;
કર પલ્લવને ઝુલવી ઝુલવી
સ્તુતિ ગાન તરૂ કરતાં ફુલવી. ૬

નિરખી નિરખી શશિ–રાણી હસે.
હસતી હસતી ગગને વિલસે;
વિલસે વિલસે સરતાં સરતાં,
સઉ તારક ઝુંડ દિસે ફરતાં ! ૭

રસિક

## ૩૯

## મત્સ્યાવતાર

( મંદાક્રાંતા છંદ )

૧

પ્રાતઃકાળે ઉદયિ ભગવાન શ્રી વિવસ્વાન્ પ્રવર્ષે
રંગે રમ્યે કનક કિરણો પૂર્ણમાંગલ્ય હર્ષે!
પ્હોળા ધોળા પટથિ, તટથી, પ્રસ્ખલંતી હસંતી
રાચે નાચે તરલ જલથી જાહ્નવી જાજ્વલંતી!

૨

અંગે અંગે વિભુતિ ચરચી દિવ્ય ભાલે વિશાળે,-
બાંધી મંત્રે શુચિ રુચિ શિખા,-આચમી પુણ્યકાળે,-
પ્રાણાયામે વિધિ સહ કરી-અંજળિ હસ્ત સોહે,
ગંગોત્સંગે ઋષિ યજનમાં માનવી મૂર્તિ મોહે!

૩

યજ્ઞે યાગે, જપથિ, તપથી, દૃષ્ટિથી, ધર્મ, ધ્યાને,
યુદ્ધે શુદ્ધે, વિજય, અભયે. રક્ષણે, દાન, માને,
કલ્યાણી, શ્રી, શુચિ રુચિ, મતિ ધર્મ મૂર્તિ વિરાજે;
વિશ્વે વંદ્ય વ્રતધર મનુ શ્રેષ્ઠ રાજર્ષિ રાજે.

૪

દેવોની નાં સ્થિતિ સરળતા! દૈત્યના દોર આગે-
આર્યોની ના ગતિ! તરળતા! દસ્યુનાં દંગ જાગે-
પીડા, બાધા સકળ જગતે સાધુને પુણ્ય-નાશે!
ભૂમી ભારે સહન શું કરે? ગાય હાયે શું ત્રાસે!?!

૫

દેવા અર્ઘ્યે વિમળ જળ લે અંજળિ માંહિ જોવે
રૂપાળું શું તહિ તરફડે મીન નાજૂક તેવે!

દીના વાણી “ નૃપતિ શરણે પાહિ માં ” એમ બોલે
માએ ના એ તલસિ કળશે, ના સરે ના નદીએ !

૬

સિંધુ બિંદુસમ, નહિ પડ્યો એ પુરો મૂકતાં ત્યાં !
હાવાં જાવું કહિં નૃપ ચિંતે રહ્યું આ મત્સ્ય શામાં ?
દૈવી વાણી “ જગતિ પ્રલયે પામશે સદ્ય નાશ ”
શે ! ક્યાં ? **મીને** “મનુ તરણિ એ માત્ર તારો સમાસ”!!!

૭

બારે મેઘો મદથી ઉલટ્યા ગર્જના ઘોર સાથે,
ગર્વે સર્વે મરુત ધુધવે, ખીજતી વીજ ઘાતે.
ઝાડો પ્હાડો ઉખડિ પાડ્યાં રેળમાં સેળભેળ,
વ્હેવા લાગી ઉલટિ નદિયો ઘેલિ શી રેલ છેલ !!

૮

ધર્તી ધ્રૂજે ફડ ફડ પડી ફાટની જ્વાળ મુખી
રેલે રેલે અનળ રસ ત્યાં ઠામ ઠામે શિ લૂખી !
ઘૂમે ઘેલો ઉદધિ અવળો લોઢના લોઢ રૂમે
મોજાં ઉંચે ઉડી ગગનમાં થંભના થંભ ઝુમે !

૯

કલ્પાંતે એ દ્વિદશ રવિ એ પૂર્ણ તાપે તપ્યા છે !
ભૂમિ વ્યોમે પશુ ખગજનો અંતરિક્ષે ખપ્યાં છે !
હાહાકારે, કરુણ રૂદને, ‘ ત્રાહિ ત્રાહિ ’ પુકારે
પાપે વ્યાપે, કરણિ ઉગતા કોણ આવેય આરે ?

૧૦

જ્યાં ત્યાં જોતાં જળ જળ હળે વ્યોમમાં ભોમ માંહે !
ડૂબ્યા મ્હેલો તરુગિરિ ડુબ્યાં સૌ ડુબ્યાં એકશાં એ
આ શું નાચે ફરતું ફુદડી સિંધુમાં બિંદુ રમ્ય ?
નાકા ન્હાની મનુ મુનિ ભરી **મીન** શૃંગે અગમ્ય !

## ૩૭

( અનુષ્ટુપ્ છંદ )

ધન્ય એ વેદ માહાત્મ્ય ધન્ય ધર્માવલંબન !
પ્રલયે લય ના જેનો વેદ શ્રી મનુ-રાજનો. ! !

ઉ. ઉ. ધ્રુવ.

## ૩૮

## મિત્ર વાજસુરને—

× × ×

મેની જોતાં વાટ ઉનાળો ફિટી ગયો
પણ ના લીલી ભાત ત્હારી દેખું—વાજસુર !
બીજાને મે આજ સચરાચર જામી પયો,
પણ ચાતકની જાત તરસી–મેવલ–વાજસુર !
સ્વાતું ગોતે છીપ બીજે મે અપનો નહી
અપનો એ જ અદીઠ રાખીશ કાં તું ! વાજસુર !
અણઅપાઆંની જાત ઝાઝી જગમાં સામટી
જેથી ઠરતી આંખ તે મે આઘો—વાજસુર !
સ્તવન કરૂં કે હોમ? ઉજાણી જેશું કરી
પણ તુજ સામે જોમ શું પામરનું?–વાજસુર!
દેખાડીશ દુકાળ ! વેંશું પીને જીવશું
જપશું ત્હારી માળ તો એ ! આપા—વાજસુર !
ના છે કાંઈ ખેડ મેવલજી ! અમલોકની !
ત્હોયે ત્હારી મ્હેર લીલા લ્હેરજ—વાજસુર !
અબઘડીએ તું આવ આજ–કાલ કરમાં હવે
મન–ખેતર સોસાય તું વિણ મેવલ—વાજસુર !

કલાપી

## ૩૯

# મહેમાનોને સંબોધન

( ઓધવજીના સંદેશાની ગરબીનો ઢાળ )

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જો—
દિનચર્યામાં, પ્રભુ પાસે પણ થાય જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમેઃ
ઉતર્યાં રંક ઘરે શો પુણ્ય પ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી !
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

મણિશંકર

---

## ૪૦

# મિત્રનો વિરહ

તે મુજ મિત્ર ગયો તદનંતર, અંતર દુઃખ નિરંતર આવે;
જાતું રહ્યું સુખ તો શત જોજન, ભોજન ભાવ ભલે નવ ભાવે;
તેની છબીજ તરે નજરે, કદિ એક કલાક ન છેક છુપાવે;
કષ્ટ કથા દલપત્ત કહે, કહું કોણ કને, દુઃખ કોણ કપાવે.

× × ×

તે શુણતો કવિતા મુજ તેથી દિલે કવિતા કવતાં સુખ દેતી;
આદર અન્ય કરે ન કરે પણ, લાયક કીમત ત્યાં થકી લેતી;

મોંઘી હતી મણિ માણકથી, રખડાતી થઈ રસતા તણી રેતી;
શી કવિતા દલપત્ત કહે કવું, ફાર્બસ જાણ વિનાની ફજેતી;

× × ×

રે પ્રિય ફાર્બસ જો ફરીથી મળ, સારી કરી કવિતા સંભળાવું;
સ્નેહ વધારૂં શૃંગાર રસે હદ, હાસ્ય રસે ખુબ ખૂબ હસાવું;
વીરરસે વળી વલ્લભ વીર, શરીર વિષે અતિ શૂર ચઢાવું,
કદરદાન ઉદાર વિના, દલપત્ત કહે ગુણ ક્યાં દરશાવું.

દલપતરામ

---

## ૪૧

## ખેતી

( સવૈયા )

× × ×

પુરાણ પૂર્વજ હતા ત્હમારા વનવાસી, કૃષિ કરનારા,
ઢોર ઉપર મમતા ધરનારા, કઠણ નિયમમાં પળનારા,
બાલક મ્હારાં. ૧
દેશ જીત્યા, બહુ રાજ્યો સ્થાપ્યાં,–ધર્મ કળા ને વ્યાપાર,
શાસ્ત્ર ફિલસુફી હુન્નર નીતિ, કહો ન શું ઉતર્યા પાર !
બાલક મ્હારાં. ૨
જંગલ ભેદ્યાં, પશુઓ રાની પાળ્યાં કંઈ કઈને માર્યાં,
અનાર્ય નરપશુ અસંખ્ય ટોળાં પવિત્ર સ્પર્શે ઉદ્ધાર્યાં;
બાલક મ્હારાં. ૩

૨

નર હૃદયે સુર ને દાનવનાં સૈન્ય ઉભય વસતાં સાથે;
દાનવ સૈન્ય હણી સુર પોષી પૌરુષજ્યોતિ ધરી માથે,
બાલક મ્હારાં. ૪

એહ જ્યોતિના બની ઉપાસક બોધક ધસ્યા નિડર જગમાં,
ખાળી શક્યું નહિ કોઇ એમને,–વધાવતાં સહુકો પગલાં !
બાલક મ્હારાં. ૫

મ્હને મુકાવી પશુ અનાર્ય વિપિનો તમ ઘોર અધર્મોથી,
ધસ્યા મુકાવા ખંડ અન્ય,–અટક્યા કેવલ જ્યાં ધરા ખુટી !
બાલક મ્હારાં. ૬

૩

શ્રમિત થયા, કંઈ લોહી ઘસાયું, તિમિરજૂથ ત્યાં આવ્યું ચ્હડી,
મથ્યાં બહુ, અર્ધું બેસાડ્યું, ઉપર આણ નિજ કરી ખરી,
બાલક મ્હારાં. ૭

પણ એ અર્ધો આર્ય રજપુતો પુરા આર્ય જ્યાં થયા નહીં,
વળી તિમિરદલ ઉતર્યું ત્યાં તો, આભ ત્રુટ્યું, ગઇ જ્યોતિ શમી!
બાલક મ્હારાં. ૮

એહ જ્યોતિ પ્રકટાવો પાછી, એ પૌરુષ વર્તાવો ફરી,
કુદરતપ્રીત ફરી આદરતાં નવીન યુગ ઉગશે જલ્દી;
બાલક મ્હારાં. ૯

૪

દુકાળ ઉપરાઉપર આવે છળશો નહિ તેથી જ જરા,
મ્હારાં બાળક, તમ માટે છે મુજ ધાવણના અખુટ ઝરા !
બાલક મ્હારાં. ૧૦

પણ અક્કલવાળા તે આર્યો, મુજ બાલક તે તે જ ખરા,
બિન અક્કલવાળા તે મ્હારા અણમાનીના પુત્ર ઠર્યા,
બાલક મ્હારાં. ૧૧

સમય વિચારો, સમય સુધારો, સમય વિષે સાવધ વર્તો,
‘ ઉત્તમ ખેતી ’ સૂત્ર ત્હમારૂં પુરાણ પાછું ઉરે ધરો,
બાલક મ્હારાં. ૧૨

૫

નવે ખંડની દેવીઓમાં બ્રહ્માએ હું પ્રથમ ઘડી,
સૌના બચપણની હું સાક્ષી, મુજ બચપણમાં હું જ છડી;
બાલક મ્હારાં. ૧૩

ભૂતકાળ પૂરો મ્હેં દીઠો, ભવિષ્યમાં મુજ નજર તીણી,
માટે કહું છું ચેતો. ચેતો, સાવધ બનો સમય જાણી,
બાલક મ્હારાં. ૧૪

કોટિ તણી સંખ્યાથી જોજો ફોકટ ગર્વ ન ધરશો, બાળ,
મ્હને નવત્સી પરવત્સોથી કરશો મા આખર બેહાલ,
બાલક મ્હારાં. ૧૫

૬

સ્હેરો ને સ્હેરી રોગો ને કંતાએલાં સ્હેરી તન,
ટુંકાં જીવન, નિર્બલ કલુષિત શિથિલ ઓંચારાં સ્હેરી મન,
બાલક મ્હારાં. ૧૬

સ્હેરી ગરીબી, સ્હેરી સુસ્તી, વ્યર્થ સ્હેર તણી જંજાળ,
શ્હેરી પાપો, સ્હેરી જુઠાણાં સ્હેર તણા કલહો કંગાળ,
બાલક મ્હારાં. ૧૭

એ સૌ આવરણોને તોડો, એ માયાને પરી કરો,
હિત ને હિતના સાધન શાશ્વત સ્વચ્છ લોચને ઉરે ધરો,
બાલક મ્હારાં. ૧૮

૭

વનો વસાવો, ખેડો ખેતર, રચો વાડિયો, પશુ પાળો,
ખાતર બીજ ઋતુ ચારા ધરતીના ભેદ પુરા ન્હાળો,
બાલક મ્હારાં. ૧૯

નદિયો સાંધો, કૂપો ગાળો, સમુદ્ર વારિ મિષ્ટ કરો,
જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો, કુદરત નાથી મિત્ર કરો,
બાલક મ્હારાં. ૨૦

નીકો ખોદો, બન્ધો બાંધો, આગ વીજ ને રસાયનો,
ખનિજ સૃષ્ટિ વળી વાયુચક્રને અધીન કરી ખપમાં આણો,
બાલક મ્હારાં. ૨૧

૮

એ વનવાસ વિષે ઊછરતાં, દૂધમલ્લ ત્હમારાં બાળ,
નહીં વ્યાઘ્રથી હ્ઠશે પાછાં, નહીં એમને છળશે વ્યાળ,
બાલક મ્હારાં. ૨૨

ધોધ કુદી એ હસશે સામા; નદીપૂર તરી ઊતરશે,
ખરે બપોરે જોજન ખેતર લણી કણસલાં ઢગ રચશે,
બાલક મ્હારાં. ૨૩

જોબનપૂર વિશે એ આવ્યે નિરખી જગ વિસ્મિત બનશે,
ભસ્મ થશે કલિયુગ આ ખંડે, નવીન યુગ વર્તી રહેશે,
બાલક મ્હારાં. ૨૪

૯

એ ખેતીના વિરામકાલે, રાતે ઉડુગણ નીરખતાં,
દિવસે કુદરતલીલા પીતાં, ઢોર જયહાં વિખરે ચરતાં,
બાલક મ્હારાં. ૨૫

વેદ નીતિ ને કલા પુરાણો ધર્મ ફિલસુફી વિશે ત્યહાં,
તર્ક ઘોડલાં દોડી રહેશે, ઉપનિષદો અવતરશે હાં,
બાલક મ્હારાં. ૨૬

ઋષિઓ દ્રષ્ટાઓ અવતારો, પૌરુષ, જય, આત્મા, સ્વાયત્ત,
પ્રકટ થશે એ વનવાસે સૌ સાત્ત્વિક અરકત ઈશ્વરદત્ત.
બાલક મ્હારાં. ૨૭

બલવંતરાય

## ૪૨

## ડાંગરનું ખેતર

કયારે કયારે જલ ભર્યું, જલ પર ઝવારા ઝોલા ખાય,
ચંડોળ આકાશેથી ઉતર્યું, કણ ખાતું ખાતું મહીં જાય.
ચિચો ચિચો ચિચવો ચવે, ને કરે કોયલ શું વાત;
ધીરા વાયુ વાય તે, જાણે મારા ખેતર હસે પ્રભાત.
હરિયાળી સળીઓ નમે, ને ઉપર કેશર વરણાં ફૂલ;
હાથી શા ડોલે આંબલા, તેની લીલી પીળી હળી ઝૂલ.

ન્હાનાલાલ

---

## ૪૩

## ગામડામાં સાંજની શોભા

ગરબી.

સાંજની શોભા તો રળિયામણી;
હાંરે હીંગળોકિયાં તરંતા તેજ બિંબની—હોજીરે—સાંજની ૧
હાંરે બાવળ ઝાડિમાંથી સૂર્ય—અસ્ત જોઇને;
હાંરે સીંદુર રંગથી ન કેમ રહું મોહિને—હોજીરે—સાંજની ૨
હાંરે રુડા ખેતરો ખુલ્લા તે પાસ તેડતાં;
હાંરે રંગીન બાવળો તે આંખમાં રંગ ખેલતાં—હોજીરે—સાંજની ૩
હાંરે ગયો સૂર્ય કે વધ્યો જ ચંદ્ર તેજમાં;
હાંરે સાથ દીસતો તે શુક્ર વળી સ્હેજમાં—હોજીરે—સાંજની ૪
હાંરે વરસ બેનું બાળક એક ભરવાડનું;
હાંરે બેસી ફૂફતૂં હતૂં તે ધાસ વાડનું—હોજીરે—સાંજની ૫
હાંરે ભરવાડણી આવી પછી જ્યાં ઝોકડું;
હાંરે માથે માટિના વાસણ ખાંધે બોકડું—હોજીરે—સાંજની ૬
હાંરે લીલા બહુ મચી વિશાળ ગામ ગોંદરે;
હાંરે જોયું નર્મદે ટકારમું નંબૂવડે—હોજીરે—સાંજની ૭

નર્મદાશંકર

## ૪૪

## મઢૂલી

( " કાનુડો ન જાણે મારી પીડ " મીરાંના એ ભજનની ધૂનમાં. )

મઢુલી મજાની પેલે તીર; સન્તો વ્હાલા !
અનેરી અમારી એ લગીર ! ધ્રુવ
વૃક્ષો વેલડિયોવાળાં; કુમળાં ફળફુલ રસાળાં;
લઈ જાઓ લ્હાણું એ લગીર ! સન્તો.
મનની કંઈ મોજમજાઓ; રસિયાં ઉરનો કંઈ લ્હાવો,
લેવાને આવજો લગીર ! સન્તો.
સામે સંસારી વિલસે વચ્ચે જીવન સરિતા વહે;
રેલવિયે ત્યાં રસરંગ લગીર ! સન્તો.
ઉડવાય સફર સહિયારી—સુખદુઃખની કંથા ધારી;
આનન્દ ઓર એ લગીર ! સન્તો.
લગની સ્હેવા રહાવાની; ગીતડાં પ્રભુના ગાવાની,
લાગે તે આવજો લગીર ! સન્તો.

**લલિત**



## ૪૫

## ગ્રામ્ય જીવન

( લાવણી )

( ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ-એ રાહ )

રમ્ય એ જીવન ગ્રામ્ય રસાળ, સત્ત્વસોહંતું વિમળ વિશાળ;
સ્વર્ગ તણી સેવે જ્યાં શુચિતા, બહુ વિધ માનવબાળ.
સત્ત્વસોહંતું વિમળ વિશાળ. રમ્ય એ૦ ટેક.

ગૃહો નાજુકની વાંકી હાર;
સ્વચ્છ શેરી ને ન્હાનાં દ્વાર;

બાળ રવિનો કરતાં સત્કાર,
સ્વચ્છ આંગણુનો વધુ વિસ્તાર.
અણુખોટયો જ્યાં અનિલ અહર્નિશ, વન સુરભિભર વાય;
સમય સમય સંમાર્જન કરતો, મન મૂકી મલકાય.
અર્પતો અમર તણું આરોગ્ય,
ચૈત્યનો સેવી શુચિ સંયોગ. રમ્ય૦

ઘરોઘર ગાય તણાં લઘુ ગોષ્ટ,
વત્સનો મંદ મધુરો શોર;
રસેલાં ગોમયથી ઘર ચોક,
દીપે તુલસીતરૂ કેરા થોક.
અર્ભક સમ હસતાં આંગણમાં ફૂલ ભર્યાં લઘુ ઝાડ,
વિધ વિધ વેલ્ય થકી છવરાતી વૃક્ષલતાની વાડ.
શીત છાયામાં બાળક વૃંદ,
ક્રીડતાં દેતાં અતિ આનંદ. રમ્ય૦

સ્વચ્છ પાધર ને સરિતા તીર,
નિર્મળાં ખળભળ વહેતાં નીર;
ડોકતાં કુતુકભર્યાં તૃણબાળ,
ધ્યાનમાં મસ્ત બગોની હાર.
નિર્ભય થઈ જલપાન કરે જ્યાં, હરિણ તણો સમુદાય,
ટહુકે મોર કળા ધરી કૂદે, પિક પંચમ સુર ગાય.
ગોંદરે ગોક્રીડન સોહાય,
વાંસળી ગોપ મનોહર વાય. રમ્ય૦

ઉષાનો ચોક ચડે ચળકાટ,
સૂચવે કુક્કુટ નવલ પ્રભાત;

દધિ મંથનના ઘરઘર ઘોષ,
અજબ યુવતીને હૈયે હોંશ.
મંથનનો કર દંડ ગ્રહીને શિશુ માગે નવનીત,
હસતી જનની દૂર હઠાવે, પ્રકટે અંતર પ્રીત.
વૃદ્ધ માબાપ હસંતીતીર,
શેકતાં બાળક શીત શરીર. રમ્ય૦
સાંજે ગોધન આવે ઘેર,
ચડે ગોરજ ઊડી ચોમેર;
ધૂલિધૂસર ઓપે આકાશ,
ઉઠે વ્રજગોકુળનો આભાસ.
પુણ્ય પુરાતન આર્યજીવનનો અણબાંધ્યો ઇતિહાસ,
ચારૂ ચાંદનીમાં ઉચરંતી રમણી ખેલે રાસ.
પ્રણયના ગાતી કૈંક પ્રસંગ,
સુંદરી સર્વ મળીને સંગ. રમ્ય૦
વીરના વિક્રમ કેરી વાત;
સનાતન સત્ય તણા સિદ્ધાન્ત;
આગલા અનુભવ કેરી યાદ,
પૂર્વનો વિમળ નિવૃત્તિ વાદ.
શાંત શર્વરીમાં સહુ પુરુષો, ચર્ચે મળીને ચોક;
શાણુસ્પર્શ વ્હોણું રત્નો શા શબ્દ તણા બહુ શોક.
પામતા પળપળ પુણ્ય પ્રકાશ,
અનુભવે વાણી વિપિનવિલાસ! રમ્ય૦
એક કુળ કેરાં બાળ સમાન,
ભેદનું સહજ ભૂલીને ભાન;
અઢારે વર્ણ કરે વ્યવહાર,
સ્નેહનો સેવે સાક્ષાત્કાર.

જન ભૂખ્યા જનનો જ્યાં પામે અતિથિ ઉરસત્કાર,
અમર તણું જીવન અનુભવતાં, વીસરે નિજ પરિવાર.
પ્રભુ સમ પતિ ગૃહમાં પૂજાય,
કૈંક માનસના કાટ ધસાય. રમ્ય૦

વિશ્વના વિધવિધ દુષ્ટ વિકાર,
ભરેલો ભયથી જગનો ભાર;
સ્વાર્થનો ઝેરી ઉષ્ણ સમીર,
નહિ પામે અવકાશ લગીર.
જગકાસાર વિષે પંકજ શાં અણુડૂબ્યાં એકાંત,
વિકસિત હૃદય રમે રસસિંચ્યાં ડોલંતાં દિનરાત.
મોક્ષનું માનવ દુર્લભ ધામ,
રહો એ અમર અમારૂં ગ્રામ, રમ્ય૦

દા. ખુ. બોટાદકર

૪૬

## ગોપલીલા

સીમનાં સરવરિયાંના ઉરમાં કમલો વિરમ્યાં,
થાકયો સુરજ અસ્તાચલને અંક લપાય;
ગોચર ઘૂમતાં વેગે દન ઉગ્યો ને આથમ્યો,
ધણ લઇ ગોપ તપ્યો—થ કયો આંગણદિશ જાય;
'અનિમિષ આંખે આગણ વાટ જુએ ગોવાલણી.
રાયકો રસે ભર્યો મુખ ફંડે ચતરંગ વાંસળી,
'ઘંટડીઓ ધેનુની પૂરે મધુરો રણકાર;

ગોરજ ગુલાલ ધોળી ઉડે મારગ મોકળી,
માળાભણી વળે પંખી મીઠડે ટહૂકાર;
ધણુની ધડકતે ઉર વાટ જુએ ગોવાલણી.

લીલુડાં ઘાસ ચરી ધણુ વાગોળે ને વિચરે,
ચિત્ત ચમ્પાતો સીમનો શીતળ વાયુ વાય;
થાક્યા ઉતાવળા ચરણો રાયકાના ઉપડે,
કાંધે કડિયાળી નક્કર શી ડાંગ સુહાય !
દૂહોવા દૂધલડાં ઘર વાટ જુએ ગોવાલણી.

આવ્યો આવ્યો રણજોદ્ધાશો આંગણ રાયકો,
ઘેનું ખડી નિરાંતે ઘાસ ભરેલ ગમાન;
ખારસાં ભર્યાં તપેખે ગોવાલણ નીર પાય ત્યાં,
ગડાકુ ભરી રાયકો કરતો હૂકલાપાન;
શ્રમ ઉતારે ફેંકી મિઠ્ઠી નજર ગોવાલણી.

દૂધડાં દૂહોવાયાં ને ઉઘડયાં ગોરસ માટલાં,
હરખાતાં છૈયાં છોરૂ રાંધણીએ જાય;
હળીમળી આરોગે સૌ તાજાં દૂધ ને રોટલા,
ઘૂંટડા ગળતાં કંઇ કંઈ વિનોદ વાતો થાય;
એ તો સમજે છાનાં ગોપ અને ગોવાલણી.

પરવાર્યાં વાળુથી, ભોંય ઢળાયા ખાટલા,
મધ્યે લખલખતા સગડીમાં શા અંગાર !
ઘડી બે મંજીરા લઈ બોલે હરિ ભજનો ભલાં;
નિર્મળ કલ્લોલે ડોલે ડગમગ દિક્‌પાલ !
માઝમરાત ગુજારે ગોપ–સુખી ગોવાલણી.

કે. હ. શેઠ

## ૪૭

## ગુજરાતીનો વકીલ

સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં સામીલ છું;
ચૌટામાં લુંટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનું દુ:ખ ઘણો દીલગીર દીલ છું;
હિંદી ને મરાઠી હાલ, પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છું;
કહે દલપતરામ રાજા અધિરાજા સુણો,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છું.

દલપતરામ

## ૪૮

## જૂનો ચાલ

બૂડ કહે ઘણો જૂનો ચોખો છે અમારો ચાલ,
દૂનિયાંને જૂની રીત અમારે દેખાડવી;
સૃષ્ટિ સરજ્યાં પહેલે સમે ક્યાં સૂરજ હતો,
એ તો થયો નવો નવી રીત નહિ પાડવી;
હોય જાતે હલકા તે આધુનિક રીત રાખે,
ઉત્તમ જાતિએ નવી રીતને નસાડવી;
જુઓ કેવી જગતમાં ઉત્તમ અમારી જાત,
દિવાકર દેખી નહિ આંખ જ ઉઘાડવી.

દલપતરામ

## ૪૯

## સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે

એક શરણાઈવાળો સાત વર્ષ સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;
એકને જ જાચું એવી ટેક છેક રાખી, એક
શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે;
કહે દલપત્ત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે,
પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

દલપતરામ

## ૫૦

## ઉંટ કહે—

ઉંટ કહે આ સમામાં, વાંકાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી
કૂતરાની પુંછડીનો વાંકો વિસ્તાર છે;
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે.
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ;
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

દલપતરામ

## ૫૧

# જનાવરની જાન

( છચોકા ઘોળ )

જાન જનાવરની મળી ॥ મેઘાડંબર ગાજે;
બકરી બાઈનો બેટડો ॥ પરણે છે આજે: ૧
ઢોલ નગારાં, ભેરને ॥ સૂર સરણાઈ તીણાં;
સો સાબેલા શોભિતા ॥ બેટા બેટી ઘેટીનાં. ૨
ઠીક મળી ઠઠ લોકની ॥ જરા ઠામ ન ઠાલો;
દોડે વરનો બાપ ત્યાં ॥ દડબડ દાઢીવાળો; ૩
સાજનનું શું પૂછવું ॥ બકરે કર્યો જોરો;
ભેગાં કર્યાં છે ભાવથી ॥ મોટાં મોટાં ઢોરો. ૪
રાતા માતા આખલા ॥ રાખી શિંગડાં સીધાં;
આગળ માર્ગ મુકાવતા ॥ પદ પોલીસ લીધાં. ૫
સાજને શ્રેષ્ટજ ઊંટડા ॥ હીંડે ઊંચી ઓડે;
એનાં અરાડે વાંકડાં ॥ કામદારોની ગોડે. ૬
હારમાં એક બે હાથીઓ છે ॥ મોટા દાંતજવાળા;
નીચું ન્યાળીને ડોલતા ॥ હીંડે શેઠ શુંઢાળા. ૭
હાથી ઘોડા તો છે ઘણા ॥ હાર રોકતા પાડા;
કાળા કઢંગા ને થયા ॥ ખડ ખાઈ જડ જાડા. ૮
આંખ ફાટી, છાતી નીસરી ॥ કરતા ખૂબ ખુંખારા;
હીંડે ઉછળતા ઘોડલા ॥ શાહજન થઈ સારા. ૯
ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં ॥ પૂઠે ગરીબ ગધેડા;
હાજી હાજી કરી હીંડતા ॥ ડીફાં વિના અતેડા. ૧૦
હારોહાર હજારો આ ॥ માંહે માંહે લપાતા;
કોણ આવે કામળ ઓઢીને ॥ એ તો ગાડર માતા. ૧૧

પીતરાઇઓ વહેવાઇના ॥ એને અકલ ન કોડી,
આડા અવળા એકેકની ॥ પૂંઠે જાય જો દોડી. ૧૨
બકરા તો વરના બાપ છે ॥ હોય એનું શું લેખું !
શું સાગર શીંગડાં તણો ॥ હું તે આજે આ દેખું ! ૧૩
વરનો તે ઘોડો આવિયો ॥ વાજે વાજાં વિલાતી;
ભેર, ભૂંગળ ને ઝાંઝરી ॥ ભેગું ભરડતી જાતી. ૧૪
વરરાજા બે માસનું ॥ બાળ બેં બેં કરતું,
ઝડપાયું, ઝપ ઝોળીમાં ॥ મન માડીનું ઠરતું. ૧૫
મંગળ બકરી માઇ તો ॥ ગાય હરખી હરખી;
જોડે જાંદરણી ઘણી ॥ કોડે જોવાજ સરખી. ૧૬
બકરી બાઇ એ નાતની ॥ ને બીજી ઘણીઓ,
આણી આડોશપાડોશણો ॥ બાઇપણી બેનપણીઓ. ૧૭
ભેંસ, ભુંડણ, ને ઊંટડી ॥ ઘેટી, ઘોડી, ગધેડી;
ગાય, બિલાડી, ઉંદરડી ને ॥ એક કુતરીએ તેડી. ૧૮
વાંદરીઓ નથી વીસર્યાં ॥ દશ વીશ આ કૂદે !
સાથે સામટાં ગાઈ સૌ ॥ સાતે સૂરને છૂંદે. ૧૯
કોઇ બેં બેં કોઈ ભેં ભેં કરે ॥ કોઈ ભૂંકતી ભૂંકું;
કોઈ ચુંચું મ્યાઉં મ્યાઉં કરે ॥ વેર વાળે કો કૂકું. ૨૦
હુક હુક કરતી વાંદરી ॥ જો જો ! નાચે છે કેવી !
ધન ધન બકરી ! ન કોઈની ॥ જાન તારા તે જેવી ! ૨૧
ચારપગાંની જાન આ ॥ જોડી બે પગાં સારૂ;
સમજે તો સાર નવલ બહુ ॥ નહિ તો હસવું તો વારૂ ! ૨૨

નવલરામ

## ૫૨

## કાળ

કાળ કાળ કરે શું તું કાળ કોણે કર્યો કહે
કાળ આવી ઉભો રે'શે જોડીને હાથ આગળે;
કાળ વસ્તુ ઘડે ના ને વસ્તુ તે કાળ ફેરવે
વસ્તુને સાધવી તેથી નિશ્ચે એ વીરને મને.
કાળને કે' કશી સત્તા ? વસ્તુ સાપેક્ષ કાળ તે
વસ્તુને ફેરવ્યા સાથે કાળ તો ફરતો જશે.
ધર્મનું બળ જાણે તું ? ધર્મ ધારણ સૃષ્ટિનો !
અનાદિ કાળના વીરો દેવ ને વળી દાનવો,
દેવ ને દાનવોનો જે સૃષ્ટા ઈશ મહેશ જ્યાં
ઘુંજાવું ધર્મ્ય યુદ્ધે તો કાળ કોણ વિશાતમાં !
અધર્મને સ્વાર્થના પ્રેર્યાં ધર્મનો ડોળ ઘાલતા
પાપી પામર પ્રાણીઓ કાળ–આશ્રય ઝાલતા;
ખરા વીર નરો પોતે કાળને ઉલટો કરે
ધર્મની ખડ્ગ ધારે તે કાળને વેતરી રણે,
પ્રાણને સ્વાર્થના યજ્ઞે રુધિરે અંજળી ભરે
આહુતિ યજ્ઞમાં હોમી કાળના કરતા ઠરે.

મગનભાઇ ચતુરભાઇ પટેલ

---

## ૫૩

## ત્રિકાળ દર્શન

દેવર્ષિ : જગતનું મહાભારત આજ ઉઘાડું,
ને વાંચું મંહીથી ત્રિકાળનાં ત્રણ પર્વ.

આદરૂં વિશ્વદર્શનની સમાધિ,
ને ઉકેલું બ્રહ્માંડના પરમ ભેદ.

ગુફામાં આસન વાળી સમાધિ જમાવે છે.

ફાટો, ઓ ધરતીની ગુફાઓ !
યોગીના આદેશ છે,
પાઠવો પુરાણજોગી ભૂતકાલને.

પૃથ્વીમાંથી ભૂતકાલ પધારે છે.

**ભૂતકાલ :** યોગીરાજ ! આદેશ.

**દેવર્ષિ :** બચ્ચા ! જગતની શી સેવા સાધી ?

**ભૂતકાલ :** યોગીરાજ ! ઇતિહાસ મૂર્તિ છું,
સૃષ્ટિનું હું સ્મરણ છું,
માનવ કથાનું મહાકાવ્ય છું,
ચિત્રવિચિત્રનો ચોપડો છું
મહાપુરુષોના અનુભવ છું, ડહાપણ છું.
ઉદાર દૃષ્ટિ છું, યોગીન્દ્ર !
અમૃત અક્ષરે લખું છું સત્કર્મો સાધુઓના.
બોધના શબ્દે આલેખું છું
જીવનભૂલો કો અસાધુઓની.
ઢાંકેલા ધરા, ભયની ગુફાઓ
દાખવું છું પ્રવાસીઓને.
મનુષ્યના મનુષ્યત્વના
લખ્યા છે ચાર વેદ મ્હેં,
ને મૂક્યા છે ચાર દિશાઓમાં.
દેવર્ષિ ! સૃષ્ટિનો સુન્દર મહેલ છે,
એ મહેલનો હું વજ્ર પાયો છું;

બ્રહ્માંડ જેટલો પુરાણુ,
ને બ્રહ્મ જેટલો અવિચળ.
મ્હારૂં નામ ' હતું '.

અન્તરધાન થાય છે.

**દેવર્ષિ** : થંભો, ઓ વાયુના વેગ !
યોગીનો આદેશ છે,
પાઠવો ચિરંજીવયોગી વર્તમાનને.

વાયુમાંથી વર્તમાન આવે છે.

**વર્તમાન** : યોગીરાજ ! આદેશ.

**દેવર્ષિ** : બચ્ચા ! શું સાધ છ જગતનું હિત ?

**વર્તમાન** : યોગીરાજ ! જીવન્મૂર્તિ છું,
જગતની ગતિ ને પ્રવૃત્તિ છું,
માનવ મહાકથાનો ચાલતો અધ્યાય છું,
ચિત્રવિચિત્રની કલમ છું,
દિવસ ને રાત્રિની પરંપરા,
અન્ધકાર ને પ્રકાશના પડછાયા
પાડું છું સ્થૂલ ને સૂક્ષ્મમાં.
તીક્ષ્ણ દૃષ્ટિ છું, યોગીન્દ્ર !
માનવ જાતિનું મન છું.
પરકમ્માવાસીના પાય છું,
સન્ત જનોની સુવાસ છું,
અસન્તોના ઓછાયા છું.
સંજીવનનું છું મહાસંગીત.
યાત્રાળુઓ તો મ્હારે આભલાં છે.

નથી—નથી કો સત્ત્વ બ્રહ્માંડ ભરમાં;
જે મ્હારે દોરે ન પરોવાયું હોય.
દેવર્ષિ ! સૃષ્ટિનો સુન્દર મહેલ છે,
એ મહેલનો ફૂલ બાગ છું;
નવ રંગ ફૂલડે શોભતો,
અજબ વાસનાઓ ફોરતો.
મ્હારૂં નામ ' છે. '

અન્તરધાન થાય છે.

**દેવર્ષિ** : ઉઘડો, ઓ આભના પડદાઓ !
યોગીનો આદેશ છે,
પાઠવો અદ્દ્ભુતયોગી ભવિષ્યને.

આકાશમાંથી ભવિષ્યકાલ ઉતરે છે.

**ભવિષ્ય** : યોગીરાજ ! આદેશ.

**દેવર્ષિ** : બચ્ચા ! શું કરીશ જગતનું કલ્યાણ ?

**ભવિષ્ય** : યોગીરાજ ! આદર્શમૂર્તિ છું,
માનવી ને દેવની યે આશા છું,
બ્રહ્માંડની હું કવિતા છું,
પરબ્રહ્મની પ્રસન્નતા છું.
ઊર્ધ્વ દષ્ટિ છું, યોગીન્દ્ર !
સહુનું છું મહાઆકર્ષણ,
સૃજનને શિખરે સૂર્ય સમો વિરાજી
મોકલું છું કિરણોના દોર
માનવીને ઝાલી ઉંચે ચ્હડવાને કાજ.
ઉત્સાહ છું અભિલાષ છું પ્રેરણા છું
કલ્પના છું અદ્દ્ભુત અમૃતની.

ટેકો છું પડતાંનો,
ઉદ્દીપન છું થાકયાંનું.
તીર્થ છું તીર્થગામીઓનું,
મોક્ષ છું મુમુક્ષુઓનો.
જગતની શકયતાનો ભંડાર,
વિશ્વના વિકાસનું કેન્દ્ર,
મનુષ્યનું દિવ્ય લોચન છું.
દેવર્ષિ ! સૃષ્ટિનો સુન્દર મહેલ છે,
એ મહેલનો મિનાર ને ધ્વજ છું;
મહા આભથી યે ઉન્નત,
ને બ્રહ્મધામની દીવાદાંડી જેવો,
મ્હારૂં નામ ‘ થશે ’

દેવર્ષિ : સ્મરણ, પ્રવૃત્તિ ને આદર્શ;
ઇતિહાસ, પરકમ્મા ને મોક્ષ;
ત્રણે કાલ સરજ્યા છે સરજનહારે
બ્રહ્માંડની ઉન્નતિને અર્થે.
પડયા છે ભૂતકાલના હિમાદ્રિ,
સમાધિસ્થ, અવિચલ, ને યોગમૂર્તિ;
જન્મે છે ત્હેમાંથી વર્તમાન ગંગા,
વહે છે સદા તે વાડીઓમાં થઈ.
ઉભા છે આરે આરે
તીર્થ, તપસ્વીઓ, ને ઋષિઆશ્રમો,
ઉદ્ધારે છે બ્રહ્માંડપ્રવાસીઓને,
અને મૂકે છે લઈ જઈ
ભવિષ્યના બ્રહ્મમહાસાગરમાં.
જગત એટલે ઉન્નતિ ક્રમ,

બ્રહ્મધામનાં અમૃતપગથિયાં,
જગત અસત્યે નથી,
જગત અનીશ્વરે નથી:
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्.
ગીતા ભાખે છે એને અસુરવાણી.
દેવસંઘને દુનિયા સત્ય જ છે.
ब्रह्म सत्यं जगत्सत्यं जीवोब्रह्म सुहृद्द्वयम्.
ગંગા ! એ કાલ ગંગા !
બ્રહ્માંડના ભાગ્યની એ ભાગીરથી !
બોલો, સહુ સૃષ્ટિનાં સત્ત્વો !
દિશાકાલની ગંગાયમુનાનો જય !
બ્રહ્મ ને બ્રહ્માંડનો જય !

દેવર્ષિ ગવરાવે છે, ને સૃષ્ટિનાં સત્ત્વો
બ્રહ્મસંગીત ગાય છે.

**સત્ત્વો :** અહો ! ધન્ય ધન્ય ! હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે;
અહો ! ધન્ય ધન્ય ! હો !
દુનિયા કહે છે કે દેવ છે.

વડા પાથર્યા આભનાં પત્ર કાળાં,
લખી તેજના શબ્દથી મન્ત્રમાળા,
દિશાકાલદોરે ગૂંથ્યાં સૌ ખગોળે;
મહા ગ્રન્થ બ્રહ્માંડનો બ્રહ્મ બોલે.

અહો ! ધન્ય ધન્ય ! હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે.

દેવર્ષિ : कालोस्मि लोकक्षयकृत्प्रवृद्धः
પ્રભો ! એ છે એકપક્ષી.
ગાવ, ગાવ ફરી એક વેળા
માનવ જાતિની કલ્યાણગીતા, ઓ નાથ !
સર્વત્ર નિગૂઢ મહાસત્યની વેદઋચા કે
कालोस्मि लोकोन्नतिकृत्प्रवृद्धः

ન્હાનાલાલ

૫૪

## સ્ત્રી સ્વરૂપ

ગરબી.

મ્હારે મોહોલે પધારો–એ રાગ.

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે નાર.
સ્ત્રી સુધરે સકળ સુખ સાર,
સજન, સ્ત્રી સુધરે સકળ સુખ સાર.   } ટેક.
ધૂળધાણી બધું નિર્ધાર, એ વણ, ધૂળ૦

સુંદર સ્ત્રીનું મૂખડું, સુંદર સ્ત્રીનું તન,
સુંદર સ્ત્રીના બોલડા સુંદર સુંદર સ્ત્રીનું મન ! સજન સં. ૧
સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરે જ સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારી જ છેય ! સજન સં. ૨
આપે જન્મ જ જગતને, પાળે પૂરણ પ્રીત !
એનાં જ નામ આધારથી, કહાવે ઈશ્વરી અંબા ખચીત ! સજન સં. ૩
મીઠું બોલી મન હરે, ટાળે તન પરિતાપ,
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરને જ આપ ! સજન સં. ૪

ઘરૂણી ઘરનો સ્થંભ છે, ઘરનું ઘરૂણી જ માન,
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણી વિનાનું સ્મશાન ! સજન સં. ૫
ઘડપણમાં ઘરૂણી સમી, સેવા કોથી ન હોય
સ્વર્ગે પણ સંગે ગઈ, તે તો નારિ જ ! નર નહિ કોય ! સજન સં. ૬
ધન ધન નારિ નામને ! પ્રેમી પરમ અપાર !
પાળે પ્રેમે સર્વને, એ તો આદ્ય શક્તિ અવતાર; સજન સં. ૭
નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર !
દુર્ગુણને દરિયે ડુબી, તો એ દિલડે દયાનું જ જોર. સજન સં. ૮
ગોરી ફૂલ ગુલાબનું સુકે કે કરમાય,
કે કોહે વણ કાળજી, તો એ જાતિ સુગંધી ન જાય. સજન સં. ૯
શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજ્જન સર્વ !
સાચે સાચું જ હું કહું, તમે માનો મુકી મન ગર્વ. સજન સં. ૧૦
દીસે દુર્ગુણી આજ બહુ, નથી એની કાંઈ નાજ.
પણ એ દુર્ગુણી મુર્ખ કે, જે છે તે તમારાં જ કાજ. સજન સં. ૧૧
આદે દમયંતી, સીતા, દ્રૌપદી, આદિ અપાર;
થઇ ગઇ બહુ ગુણવંતિયો, તે હતિ જ નારિ નિર્ધાર. સજન સં. ૧૨
ધર્મે કર્મે ન કેળવો, ના'પો કંઇ પણ જ્ઞાન,
રાખો જો હેવાન તો, કયમ હોય ન એ હેવાન ! સજન સં. ૧૩
હા ! અબળાઓ હાય રે ! હાલ છે જ હેવાન !
ખાવું પીવું ખેલવું, એ ત્રણનું જ જેને ભાન. સજન સં. ૧૪
જ્યાં હેવાન જ હારનો, સઘળો સુંદરિ સાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલના ઓ નાથ ! સજન સં. ૧૫

નવલરામ.

## ૫૫

## ગ્રામ્ય માતા

ઉગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરૂં છે નભ સ્વચ્છ સ્વચ્છ દિસતી એકે નથી વાદળી;
ચંડો હિમ ભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દિસે શુક ઉડી ગાતાં મીઠાં ગીતડાં! ૧

મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષિવલોનાં બાલ નાનાં કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે! ૨

વૃદ્ધ માતા અને તાત તાપે છે સગડી કરી,
અહો! કેવું સુખી જોડું કર્તાએ નિરમ્યું દિસે! ૩

ત્યાં ધૂલ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઇ આવે;
ટોળે વળી મુખ વિકાસી ઉભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં! ૪

ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જુવે છે;
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે! ૫

ત્યાં તો આવી પહોંચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઉઠી ત્યારે "આવો બાપુ" કહી ઉભો. ૬

"લાગી છે મુજને તૃષા, જલ જરી દે તું મને" બોલીને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુવે;

"મીઠો છે રસ ભાઈ ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યાં છે ઉભી શેલડી ! ૭

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી. ૮

"બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું. ૯

કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસ તણું કેમ હાવાં પડે ના !
"શું કોપ્યો છે પ્રભુ મુજ પરે ?" આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છુરી ભોંકતી શેલડીમાં; ૧૦

"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
"નહી તો ના બને આવું," બોલી માતા ફરી રડી. ૧૧

એવું યુવાન સુણતાં ચમકી ગયો, ને
માતા તણે પગ પડી ઉઠીને કહે છે–
"એ હું જ છું નૃપ, મને કર માફ બાઈ !
"એ હું જ છું નૃપ, મને કર માફ ઈશ ! ૧૨

"પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારેજ ધાર્યું હતું–
"આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;
"છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારૂં હવે,
"શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહીં ? ૧૩

"રસે હવે દે ભરી પાત્ર બાઈ,
"પ્રભુ કૃપાએ નકી એ ભરાશે;

“ સુખી રહે બાઇ ! સુખી રહો સૌ,
“ તમારી તો આશિષ માત્ર માગું ! ” ૧૪

પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરીક કાતળી એક કાપી;
ત્યાં સેર છુટી રસની ભરી પાત્ર દેવા,
ન્હોળો વહે રસ હવે ! છલકાવી પ્યાલું ! ૧૫

કલાપી

---

## ૫૬
## ચિત્ર વિલોપન

( ઈન્દ્રવજા—વસન્તતિલકા )

સન્ધ્યા રમાડે ધરીને ઉછંગે,
આ શુક્રતારાકર્ણોને શોં રંગે !
ને સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો
જોતી રહી રસ થકી રવિનાથ પેલો. ૧

પ્રીતેથીં પીતી સુખ વર્તમાન,
ને ભાવિનાં રમ્ય સુણંતીં ગાન,
સ્વપ્ને ન જોતી અતિ ગૂઢ ઘેરું
એ ચિત્ર દૂર વસતું લયકાળ કેરું. ૨

( અનુષ્ટુપ્ )

સાવિત્રી સિન્ધુમાં વ્હેતી, તરંગો ઊછળે તહિં,
નાવડું નાચતું ત્હેમાં આવતું જો ! દીસે અહિં. ૩

યુવતી તે વિશે બેઠી બાળકી છાતિયે ધરી,
પ્રેમવાત્સલ્યના પ્હાના અમોલા શા વણા ઝરી ૪

( ખંડહરિગીત )

"નાવડું હંકારજો
વેગથી, સંભાળથી,
ઓ ખલાસી કુશળ ઓ !
આ મોંઘી છે મુજ બાળકી." ૫

"લાકડી મુજ જગવિશે
આવી એક જ માસથી,
તોય મુજ હઇડે વશી
દિન અણગણ્યા ત્યમ ભાસતી. ૬

સિન્ધુતટ પેલો ઊંચે
દુર્ગ પર્વતટોચ જે,
તાત ત્હાં તુજ વાટડી
જોતા ઊભા ધરી મોદને. ૭

થાશું ભેળાં ક્ષણ મહિં,
દીર્ઘ વિરહ જ છેદીને,
પ્રથમ દર્શન આંકતાં
કંઇ ચુમ્બનો કરશે ત્હને. ૮

નાવડું આ સિન્ધુમાં
ઊછળે કંઇ વેગથી,
હૃદય પણ મુજ નાચતું
દે તાલ ત્હેને પ્રેમથી. ૯

પ્રેમ સાંકળ જે રૂડી
મધુર એ—અમ—ઉરની
બીડતી દૃઢ તેહને
તું કનક-કડી વણ મૂલની. ૧૦

દુર્ગપર જો ! ફરફરે
ધવલ કર-અંચલ પ્હણે;
હૃદું આ કંઇ થરથરે,
ને પ્રેમમન્ત્રો શા ભણે ! ૧૧

હા ! મીઠું બુલ્બુલ માહરું !
કૂજતું કલરવ કરે;
લાડકી ! તુજ એ અમી
પીતાં ન મન તૃપ્તિ ધરે. ૧૨

તાતને તુજ કૂજનો
એ રૂડાં તું સુણાવજે
મર્ત્યલોકે સ્વર્ગની
કંઇ દીપ્તિ ક્ષણ ઝળકાવજે. ૧૩

મીઠડી જો વ્યોમમાં
શુક્રકર્ણો શી શોભતી !
હા ! તદપિ મુજ લાડકી
એથી રુચિર અદકી અતિ. ૧૪

ભૂત ભાવિ ભૂલતી
સુખ હિંદોળે ઝૂલતી
સંગ લઈ મુજ પૂતળી
આનન્દસિન્ધુ હું ઝૂડી."– ૧૫

( ઉઘાર )

"ઓ ! આ આમ એકાએક
નાવડું વાંકું વળિયું છેક !
ધાઓ ! અરે જીવનનાથ !–
લાડકી ! ભર્ય તું મુજને બાથ !" ૧૬

( અર્ધભુજંગી )

" ખલાસી ! બચાવો !
અરે કોઇ આવો !—
" દયા સિન્ધુ ! આવું !
શિશુ સાથ લાવું ! " ૧૭

( માલિની )

નિમિષ મહિં જ ડૂબ્યું નાવડું સિન્ધુ માંહિં,
મધુર સુખછબીઓ ને ગઈ જો ! ભૂંસાઈ !
ઉદધિ-ઉદર સન્ધ્યા શુક્ર બંને સમાયાં;
તિમિર મહિં જ ગૂઢાં સિન્ધુએ ગાન ગાયાં. ૧૮

નરસિંહરાવ



૫૭

## વીણાનો મૃગ

ઉગતા સૂર્યની સામે આવે છે મૃગ દોડતો,
ઉતરે બાગમાં હાવાં ફલંગે ગઢ કૂદતો, ૧

વીણા તણો નાદ તહીં સુણાય,
આનન્દ લ્હેરે અનિલો ભરાય;
ઝુલે ફુલો એ કંઈ તાલમાં ત્યાં,
વસન્તલીલા સ્વર બેવડી રહ્યા. ૨

ભીતિ કશી એ મૃગને દિસે ના,
પિછાન જૂની સ્થલની નકી આ;
નમાવી શૃંગો ચળ પીઠમાં કરે,
યથેચ્છ પર્ણો તરુનાં જરા ચરે. ૩

ઉડી રહ્યો છે જલનો ફુવારો,
હોજે તરે રંગીન માછલીઓ;
ત્યાં કાન માંડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જલ એ પીએ છે. ૪
પાસેથી ત્યાં તો સ્વર દિવ્ય આવ્યા,
વાયુ તણી લ્હેર મહીં ગૂંથાયા;
કૂદી ઉમંગે ચમકાવી કર્ણો,
સ્વરો ભણી એ મૃગ દોડતો ગયો. ૫

હીંચકે ખાટમાં બેઠી કુંજમાં દિવ્ય સુન્દરી,
બીનની મીંડ મીઠીમાં એ છે છેક ગળી ગઇ. ૬

દિસે અંગો ન્હાનાં હૃદયમય કે તાનમય શાં!
લતા શા ડોલે છે કટિ ઉપરના સૌ અવયવો!
અહા! કાળા ઝુલે કમર પર એ વાળ સઘળા!
દિસે તારા જેવા ચકચકિત શાં સ્નિગ્ધ નયનો! ૭

મળી છે શું આંહી જગતપરની સૌ મધુરતા!
અહીં વેળાનું ના કરવત ઘસાતું નકી હશે!
ગ્રહો, તારા, ભાનુ જરૂર ક્ષણ આંહીં અટકતા!
સ્વરોની દેવીનાં નમી નમી અહીં દર્શન કરે! ૮

દૂરથી આવતો દોડી વ્હાલો એ મૃગ જોઈને,
કન્યા તે હસ્ત લમ્બાવી હેતથી આવકાર દે. ૯

આનન્દ ભીનાં નયને નિહાળી,
પમ્પાળતી તે મૃગને કરેથી;
દાસત્વ મીઠું મૃગમાં દિસે છે,
પ્રેમાળ ભીનાં નયને વસે જે. ૧૦

પછી વીણા તારો મધુર સ્વર દૈવી જગવતા,
હવામાં નાચન્તી સ્વરની કંઈ મૂર્તિ ખડી કરે;

જડી જાણે રાખે નયન મૃદુ કન્યા મૃગ પરે,
અને એ ચ્હેરામાં નવીન કંઈ ભાવો પલટતા. ૧૧

મૃગે એ ભાસે છે વશ થઇ જતો કે ગળી જતો,
જરા ડોલે શૃંગો વળી અરધ મીચ્યાં નયન છે;
નિસાસા લેતો એ મૃગ હૃદય જાણે ઠલવતો,
અને કન્યાશિરે રસમય અભિષેક કરતો. ૧૨

અહો! ક્યારે ક્યારે થનનથન નાચી કૂદી રહે,
વળી એ કન્યાના ઘડીક પદ ચાટે જીભ વડે;
ફરે વીણા તેવાં હૃદય, નયનો અંગ ફરતાં,
દિસે બન્ને આત્મા અનુભવી રહ્યા એકમયતા. ૧૩

પ્રભાતકાળે મૃગ આમ આવતો,
વીણા સુણીને વનમાં ફરી જતો;
સ્વરો ન મીઠા મૃગવિણ ઉઠતા,
સુખી થતી ના મૃગ વિણ કન્યકા. ૧૪

લગની કો લગાડે છે ઉરોની રસ એકતા;
પશુ આ માનવી આ એ કાંઈ ભેદ ન પ્રેમને. ૧૫

દિનો કૈં આનન્દે રસભર ગયા આમ વહતા,
સદા રહેતાં ધૂને મધુર સ્વરની આમ દિલ આ;
પ્રભાતે કોઇ એ પથિક ગઢ પાસે અટકતો,
ઘડી સુણી વીણા નિજ પથ જતો આશિષ દઇ. ૧૬

* * * *

તહીં ઉગ્યો છે હજુ અર્ધ ભાનુ,
નવીન રંગે નભ છે ભરેલું;
શુકો ઉડે ગીત હજાર ગાઇ,
સહુ સ્થળે છે ભરપૂર શાન્તિ. ૧૭

ઉદાસ શાન્ત સ્વર બીન છેડે,
ઉદાર ભાવો મૃગ નેત્ર રેડે;
મચી રહી આર્દ્ર સ્વરોની હેલી,
મહાન આનન્દની રેલ રેલી. ૧૮

સરરર સુસવાટો થાય ત્યાં બાગમાં કૈં,
અરરર! મૃગ બિચારો ઉછળીને પડે છે,
થર થર થર ધ્રુજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતાં એ બીન તૂટે પડી ને. ૧૯

મૃગહૃદય મહીં છે તીર લાગ્યો, અરેરે!
ખળખળ ઢળતું હા! રક્ત ભૂમિ પરે એ!
નયનજલ વતી એ કન્યકા ધા ધુવે, ને
મૃગ તડફડ થાતો હાંફતો શ્વાસ લે છે. ૨૦

મિચાઇ એ જાતાં નયન દરદે બે ક્ષણ, અને
ઘડી કન્યા સામે રૂદનમય એ શાં નિરખતાં!
અરે! છેલ્લે યાચે નિજ પ્રિય કને એક નજરે,
વદે છે કૈં આવું નયન મૃદુ ચોંટી રહી હવેઃ— ૨૧

" કરીને શીર્ષનું તુમ્બું, નેત્રની નખલી કરી,
" બજાવી લે, બજાવી લે ત્હારૂં બીન હજી હજી! ૨૨

" કૃપા હોજો, દયા હોજો પ્રભુની બીનની પરે!
" અનુકૂળ સ્વરો મીઠા હજો આ તુજ હસ્તને!" ૨૩

કન્યા બિચારી દુખણી થઇને
એ શીર્ષ ખોળે મૂકતી રડે છે;
ત્યાં પાછળેથી નર કોઈ આવે,
વાત્સલ્ય ભાવે વદતો જણાયેઃ— ૨૪

" અયિ પુત્રિ! શિકારી તો પાપી છે તુજ આ પિતા!
" ભૂલી જા એ! બજાવી લે ત્હારૂં બીન હવે જરા!" ૨૫

હૃદય સ્થિર નથી એ કન્યકા બાપડીનું,
નજર નવ કરે તે, કોણ આવ્યું ન આવ્યું;
પણ દૃઢ થઈ અન્તે અશ્રુમાં તે ગળન્તી,
દરદમય છતાં એ કાંઈ મીઠું લવે છે:— ૨૬

“ તુમ્બું તૂટી પડયું ! અરે ! જિગરના ચીરા થયા છે, પિતા !
“ રે ! આ સાંભળનારના જગતમાં એવું થયું છે, પિતા !
“ વીણા બન્ધ થયું ! સ્વરો ઉડી ગયા ! ખારી બની જિન્દગી !
“ સાથી ના જગમાં રહ્યો ! પ્રભુ તણી આશિષ એવી મળી ! ૨૭

“ મૃત્યુને વશ આ કલા થઈ ગઈ ! હું એ બની મૃત્યુની !
“ આ સંસાર અસાર છે ! અહહહા ! એ શીખ આજે મળી !
“ વ્હાલાં હાય અરે અરે ! જગતમાં વ્હાલાં ઉરો ચીરતાં !
“ ભૂલોની જ પરમ્પરા જગત આ એવું દિસે છે ! પિતા ! ૨૮

“ ક્યાં શ્રદ્ધા ! અહ ! પ્રેમ ક્યાં ! જગત આ આખું અકસ્માતનું !
“ જે પ્યાલું મૃગને મળ્યું મરણનું તે હું ય માગું ! પ્રભુ !
“ જોઇ બે ઘડી આ લઉં મૃગ અને વીણા તૂટેલું, પિતા !
“ એ નિર્માણ અનન્તના જલ મહીં ડૂબું પછી હું, પિતા ! ૨૯

× × × ×

દિનો કૈં કન્યાના દરદમય ઓહો ! વહી ગયા !
ફર્યાં છે એ ગાત્રો, મુખ પણ ફર્યું છેક જ અરે !
હવે જો કોઇએ પથિક ગઢ પાસે અટકતો,
શિલા ત્યાં આ વાંચી કંઇક દુઃખમાં તે ડૂબી જતો:— ૩૦

“ કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણ કલા નહીં !
“ કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહીં !”

કલાપી.

## ૫૮

# વીરની વિદાય

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવો જી રણવાટ.—ધ્રુવ.
આભ ધ્રુજે ધરણી ધમધમે, રાજ !
ઘેરા ઘેરે શંખનાદ:
દુંદુભિ બોલે મહારાજના, હો !
સામન્તના જયવાદ:
મ્હારા કેસરભીના કન્થ હો ! ૧
આંગણ રણધ્વજ રોપીઆ હો !
કુંજર ડોલે દ્વાર:
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર:
મ્હારા કેસરભીના કન્થ હો ! ૨
પૂર પડે, દેશ ડૂલતા હો !
ડગમગતી મ્હોલાત:
કીર્તિ કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાત:
મ્હારા કેસરભીના કન્થ હો ! ૩
નાથ ! ચ્હડો રણ ઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ
બખ્તર વજ્રની સાંકળી: હો !
ભર રણમાં પાઠવીશ:
મ્હારા કેસરભીના કન્થ હો ! ૪
સંગ લેશો તો સાજ સજું, હો !
સાથે ધરૂં રણમ્હોડ:

ખડ્ગને માંડવ ખેલવાં,
            મ્હારે રણલીલાંના કોડ:
            મ્હારા કેસરભીના કન્થ હો! ૫

આવતાં ઝાલીશ બાણુને, હો!
            ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફૂટયે મ્હારા ઉરમાં, રાજ!
            ઝીલીશ દુશ્મન દાવ:
            મ્હારા કેસરભીના કન્થ હો! ૬

એક વાટ રણવાસની રે,
            બીજી સિંહાસન વાટ:
ત્રીજી વાટ શોણિતની સરિતે,
            હો શૂરના સ્નાનનો ઘાટ:
            મ્હારા કેસરભીના કન્થ હો! ૭

જયકલગીએ વળજો, પ્રીતમ!
            ભીંજશું ફાગે ચીર:
નહીં તો વીરને આશ્રમ મળશું,
            હો! સુરગંગાને તીર;
            મ્હારા કેસરભીના કન્થ હો! ૮

રાજમુગટ! રણ રાજવી! હો!
            રણઘેલા! રણધીર!
અધીરો ઘોડીલો થનગને, નાથ!
            વાધો રણે મહાવીર!
            મ્હારા કેસરભીના કન્થ હો! ૯

ન્હાનાલાલ

૫૯

## ઘોડીને-

સાખી.

ખા તું, ખા, ખા, કેશરી, ઘોડલિ રંક સુજાત;
કીધા ત્રણ ઉપવાસ તેં, રહી અભાગી સાથ.
રોજે રૂપા થાળમાં, ખટરસ ભોજન જેહ
જમતી, તે આજે ઉભી, ભૂખી રણુવગડેય !

( ઘોડી ખાતી નથી તે જોઇને )

કાં તું રે ખાતી નથી ? શું આવ્યો કંઈ વ્હેમ !
શું તેં જાણ્યું હે પશુ, આવ્યું અનાજ આ કેમ.
જો તું, જોજો જન સહૂ, જોજો પિતૃ પરમાર–
માળવાના મહારાજને, બેટે વેચી કટાર !
મુકી કટારી આડમાં, આણ્યું ખાવા અન;
મુકવાં પડશે ઓ પૂર્વજો ! બાણ ધનુષ કો દન !
દુહાગણનો દીકરો ! દુહા દુઃખના ગાય;
દુઃખમાં ડુબ્યો દુઃખનો આરો ન દેખે કયાંય !
વાણીશૂરા વાણિયા, રણશૂરા રજપૂત,
સુખશૂરા જનકાદિકો, પણ દુઃખશૂરા અદ્ભુત.

( ઘોડી ખાવા માંડે છે તે જોઇને બોધ ગ્રહણ કરે છે. )

હા તું સાચી સૂચવે, શિક્ષા ક્ષત્રિય સૂત–
શોક સ્વભાવિક સ્વલ્પ છે, વિપુલ વસાવેલું ભૂત.
અસ્થિર જગમાં સ્થિર કરી, જે સંચે ચિત શોક,
કેવો તે નર મૂરખો ? રે ! નર કહેવો ફોક.

નવલરામ

---

૬૦

## સહુ ચલો જીતવા જંગ

( લાવણી )

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે;
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે. ટેક
કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજિ સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે,
યા હોમ૦ સહુ ચલો૦ યા હોમ૦

સાહસે કર્યો પર્શુએ, પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઇંદ્રજિત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
થઈ ગર્દ જંગમાં મર્દ હક્ક નિજ માગે,
યા હોમ૦ સહુ ચલો૦ યા હોમ૦

સાહસે કોલંબસ ગયો, નવી દુનિયાંમાં,
સાહસે નેપોલ્યન ભિડયો, યુરપ આખામાં,
સાહસે લ્યુથર તે થયો, પોપની સામાં,
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે શિકંદર નામ, અમર સહુ જાગે,
યા હોમ૦ સહુ ચલો૦ યા હોમ૦

સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;

સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ૦ સહુ ચલો૦ યા હોમ૦

નર્મદાશંકર

---

૬૧

## કેસરીયાં

રેખતો

હવે શા માટ કરૂં ભગવાં ! બહુ તો સોહું કેસરિયાં !
રમું રંગે ! ધુમું જંગે ! સ્વદેશ પ્રેમને સંગે !!! ૧
અમારી શેલિ એ કફની ! જટા એ, એ વિભૂતિ બનિ !
અલખ આ દેશ એહ ધુની, અમે એ જોગી જંગી મુનિ ! ૨
ખરૂં તાદાત્મ્ય, એકાત્મ્ય, સ્વદેશોદ્ધાર–માહાત્મ્ય,
રમે હૃદયે, ધુમે સઘળે, નસે નસે લોહિ સાથે બળે ! ૩
હવે શામાટ નિરાશા ? વૈરાગ્યે આદિ સૌ ફાંસા !
અમારી એહ હરિ લગની ભરત દુઃખાર્ત્તિ ચીંતામણિ ! ૪
ઉદ્યમ જયરંગ, જસ ડંકા કરો ! ઘુમો મુનિ બંકા !
ન પાછા પાગ કંઈ ધરવા ! ઉઠાવો હાથ હિત કરવા ! ૫

હ. હ. ધ્રુવ

---

## ૬૨

## ચલો !

ચલો, શૂરવીર ! ચલો જઇએ, સુભટનો યશ મારગ લઇએ. ૧
સુણો, સૂતા કેસરી જાગે, કે રણનાં રણશીંગડાં વાગે. ૨
ઉઠયા સ્થળ સ્થળ ક્ષત્રીય જાયા, શ્રી કૃષ્ણે વરદ શંખ વાયા. ૩
શૂરોએ શસ્ત્રકવચ લીધાં, કે ભીષ્મે સિંહનાદ કીધા. ૪
ચડયા રણ રથે રાય રાણા, મહાભારત વળી મંડાણાં ૫
અહો ! જગની હાકલ વાગે, જગતના શૂરવીરો જાગે. ૬
ઉભી જો ! લઇને યશમાળા, અમરને દ્વાર અમરબાલા. ૭
ચલો ઝટ, ચલો, વીર બંકા ! અમર મારગ દ્યો રણ ડંકા. ૮

ન્હાનાલાલ

## ૬૩

## રાણા પ્રતાપના હળદીઘાટની હોરી

બાવરો બેરી હજુએ ન આવ્યો ! નાવ્યો ! નાવ્યો ! બાવરો બેરી.
તોપ, બુંદુક, તમંચા ભરી કરિ, સારી તૈયારી એ માટે,—
એ પિચકારી ઉડાવું, મુંઝાવું, એ રંગે ભિજાવી આ ઘાટે !—
ઠીક ભેટિ ભેટી એ ઠાઠે ! બાવરો બેરી. ૧

એ હિંદવાણી બનાવન અહત સતત મલિન મુગલાણી,
હું એ ખરો મુગલાણી બચાબાન રાની બનાવું બેભાની !
ન રાખું હું નામ નિશાની ! ! ! બાવરો બેરી. ૨

બહુ બહુ મીર હરાવી હઠાવી વિલાવી અમીરે આખેલે,
હાલ જોઉં કેમ લાલા લડાયક જીતે એ જંગ નવેલે ! !
ફેલે ફંદિ ફાવે શું રેલે ? બાવરો બેરી. ૩

નહિ અમ આજ કાલે ઉદ્યા. ક્યાંથી ! સ્વશૂરે કુલે ક્ષત્રી જાયા !
કેસરિયાં કરી કેસરી ઘૂમું, અનમ સિસોદિયા—રાયા !
અકલિંગજીનોં જ્યાં છાયા ! બાવરો બેરી. ૪

હ. હ. ધ્રુવ

---

૬૪

## હલદીઘાટનું યુદ્ધ

( હિંચ )

" વીરા ! ચાલો ઝટ રણમાં,
કાઢો તાતી તલવાર !
હર હર હર નાદે ઘૂમતા
કરિયે અરિનો સંહાર !
રણધીરા હે રજપૂતો,
મુજ અંગ તણા શણગાર!
રે ચાલો હલદીઘાટે
શૂરા બાવીશહજાર ! ૧

" વીરા ! શું શૌર્ય ગયું છે ?
શું રજપૂત થશે ગુલામ ?
મેવાડ પરાધીન બનશે ?
શું જશે શિશોદિય નામ?
નહિ, નહિ, નહિ, રણમાં ચાલો,
ઝળકાવો તમ હથિયાર !
રે ઘૂમો રાણા સાથે,
શૂરા બાવીશહજાર ! ૨

"વીરા ! તમ આજે રણમાં,
વ્હેશે અસ્ખલિત પ્રવાહ:
રજપૂત–ગૌરવ હજી પણ છે;
તે જોશે અકબર શાહ !
રે આજ પ્રતાપ પ્રતાપે
ઘૂમી રહેશે રણ મોઝાર,
ને સાથે ઝૂઝશે તેના
શૂરા બાવીશહજાર !' ૩

ગર્જન કરી એમ પ્રતાપે,
ઝૂકાવ્યું રણે શરીર;
હોંકાર કરી ત્યાં ઉછળ્યા,
રાઠોડ, શિશોદિય વીર,
ચંદાવત, સંગાવત ને
ઝાલા,ચોહાણ,પ્રમાર;–
રિપુને હણવાને કૂદ્યા
શૂરા બાવીશહજાર ! ૪

મોગલ યુવરાજ સલીમ ને
અંબરપતિ મહાવીર માન
લઈ સૈન્ય અસંખ્ય જ ઊભા,
કંઈ સિંધુ તરંગસમાન !
પણ મૃગટોળામાં કૂદે
વનરાજ કરી હોંકાર,
ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી
શૂરા બાવીશહજાર ! ૫

ધડ ધડ ધડ થાય ધડાકા
ખુબ તોપ તણાઓ ખાસ,

કડ કડ કડ તૂટી પડતું,
નીચે આવે આકાશ !
તેને ન જરા ગણકારી,
ધર્યો અંતર શૌર્ય અપાર,
ત્યાં મૃત્યુમુખે હોમાતા
શૂરા બાવીશહજાર ! ૬

"આજે નથી પાછું ફરવું,
સમરાંગણ છે અવસાન;
રિપુને હણવું કે મરવું
છે એજ અમારી લ્હાણ !–"
એવું કહી સહુ ઝૂકાવી
મોગલને મારે માર;
રે રેલ સમા ત્યાં રેલે
શૂરા બાવીશહજાર ! ૭

રણવીર પ્રતાપ બધે ત્યાં,
કરતો ઘૂમી નાદ પ્રચંડ;
ખરૂં આજ પ્રકાશિત કીધું,
રણમાં નિજ શૌર્ય અખંડ
ભેદી અરિહાર ધસ્યો તે,
ખુદ સલીમ હતો જે ઠાર:
'હર હર હર' કરતા ગરજ્યા
શૂરા બાવીશહજાર ! ૮

આકાશ ધરા ત્ય કંપ્યાં,
ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ !
રણક્ષેત્રે આરંભાયો
શો ભીષણ હત્યાકાંડ !

ઢગના ઢગ વીરો પડતા,
નહિ શબનો કાંઈ સુમાર;
લડતા અગણિત મોગલ ને
શૂરા બાવીશહજાર ! ૯

માર્યા રક્ષક ને મ્હાવત
રાણાએ રાખી રંગ,
ને સલીમતણા ગજપર ત્યાં
નિજ અશ્વે મારી છલંગ !
પણ ગજ નિજ પતિને લઈને
ત્યાંથી નાઠો તે વાર;
રાણા સહ પાછળ દોડ્યા
શૂરા બાવીશહજાર ! ૧૦

'અલ્લા હો અકબર' કરતા
ત્યાં ફૂટ્યા મોગલ સર્વ;
નથી ભીરુ બન્યા હજી કાંઈ,
નહિ રણમાં ખોશે ગર્વ;
ત્યાં ફરી વળી ચોપાસે,
કીધો પ્રભુનો ઉદ્ધાર,
ને ઘેર્યા રાણા સાથે
શૂરા બાવીશહજાર ! ૧૧

પણ વીર્ય અપૂર્વ જ કાંઈ
છે પ્રતાપકેરું આજ !
એકલડો સૌની વચ્ચે
તે ઘૂમી રહ્યો સિંહરાજ !
અર્જુન શું આજે તેનો
યશ પામ્યો છે વિસ્તાર !

હા ધન્ય પ્રતાપ ! અને તુજ
શૂરા બાવીશહજાર ! ૧૨

એ યુદ્ધથકી ત્રણ વેળા
રજપૂત યોદ્ધા દઈ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી
નિજ રાણાને નિર્વાણ.
પણ જોઈ વીરો નિજ પડતા,
ફરી ભેદો ધસ્યો અરિહાર !
નહિ જાણ્યું હવે નથી સઘળા
શૂરા બાવીશહજાર ! ૧૩

અતિ રોષથકી બની ગાંડા,
ઘેર્યો રાણાને ત્યાંય;
ઝબ ઝબ ઝબ ચપળા જેવી
ચમકી અસિયો રણમાંય !
જાણે ન પ્રતાપ હવે કંઈ
મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ તેના
શૂરા બાવીશહજાર ? ૧૪

એ સ્થિતિ રાણાની જોઇ
ઝાલાપતિ લઇ નિજ વીર,
મૂકી છત્ર પ્રતાપનું માથે
રણમાં દોડ્યો રણધીર !
દિલ્લીશ્વર કેરૂં ઉલટ્યું
ત્યાં સૈન્ય અસંખ્યજ ત્યાર,
રે ટપ ટપ ધરણી ઢળતા
શૂરા બાવીશહજાર ! ૧૫

પણ રિપુને હણતા પ્હોંચ્યા
વીર રજપૂત રાણા પાસ,
છોડવી મૃત્યુ મુખમાંથી
લાવ્યા રજપુતની આશ !
પણ ઝાલાવીર પડયો ત્યાં,
નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન સહસ્ર ગુમાવ્યા
શૂરા બાવીશહજાર ! ૧૬

ધડ ધડ ધડ થાય ધડાકા
ખુબ તોપતણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું
નીચે આવે આકાશ
એ સૈન્ય અસંખ્ય વિશેથી
નીકળ્યા રજપુત પછી બ્હાર
નહિ ફર્યા અરે કંઇ સઘળા
શૂરા બાવીશહજાર ! ૧૭

* * *

રાણાએ તે દિન અંતે
છોડયું રણ હલદીઘાટ,
પણ જગતે જોયો તેની
શૂરી અસિનો ચળકાટ !
નથી ભારતજન કદી ભૂલ્યા
એ યુદ્ધતણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે
શૂરા બાવીશહજાર ! ૧૮

હા ધન્ય વીરા રજપૂતો !
છે ધન્ય જ તમ તલવાર !

શું કીર્તિ તમારી જગમાં
કદી કરમાશે પળવાર ?
ઘરઘર અહિં હરનિશ ગાશે
તમ શૌર્યગીતો નરનાર !
ધન્ય પ્રતાપ અને એ
શૂરા બાવીશહજાર ! ૧૯

ખબરદાર

---

૬૫

## રણભૂમિ

શાર્દૂલવિક્રીડિત

મોટા મત્તગજેંદ્રત્રાડ સરખો કંપાવતો કાયને,
જાણે મેઘવિઘટ્ટનારવ રહ્યો વ્યાપિ બધે કાનને;
વૃક્ષોની ઘટ કુંજથી પ્રતિધ્વનિ જેનો પડે કાનમાં,
વાગે દુંદુભિનાદ થૂલ, વધતો શું સૈન્ય સંગ્રામમાં ! ૧

અસ્થિમાં અટકયા થકી ખખડવું ખાંડાંતણું ખોખરૂં;
ભાલા ને બરછી લઇ, રિપુપુઠે સામન્તનું દોડવું;
ઝાઝા શસ્ત્ર પ્રહારથી ગજતણું પીડાઇ ને ત્રાડવું;
વાજીનું હણહણાટથી અહીંતહીં વેગે કુદી દોડવું; ૨

વાગે દુંદુભિ, ધૂલ છાય નભને, શસ્ત્રો ઘણાં ઉછળે,
જાણે ગડગડતા ઘનાભ્રવચમાં વિદ્યુત્પ્રભા નીકળે;
ધારા શોણિતની વહે, મળી ઝીલે પક્ષી પિશાચો ઘણાં;
એ સર્વે નજરે રહ્યું તરવરી, આ શબ્દ કાને જતાં ૩

× × ×

મંદાક્રાન્તા

ભાસે ભાનુ રુધિરકણુથી છાયલો રક્ત અંગે,
કાલાં અભ્રો, રુધિરથકિ શું સે'જ રાતાશ મારે !
ચકે ઉડે સમળીઓ, કકળે કાગડા, શ્યેન પુઠે
ઝાલી પંઝે, મુખથી કરડે ખોપરી ખોતરીને. ૨

× × ×

સ્રગ્ધરા

ધાલી મોઢા વિષે ને, ટપકતી રુધિરે, ખોપરી ચોટલીથી,
નાસે મ્હોઢેથી વ્હેતી, ટપટપ ગળતી લાળ સ્વાદે થયેલી;
કેડે બીજાં ફુલાવી પુછડાં, ધરધરે ખેંચને તાણ કર્તાં;
એવાં દોડે શિયાળો સિમપર સઘળે ઓળવા ખોળાં લેતાં. ૫

× × ×

શાર્દૂલવિક્રીડિત

જેમાં તર્કવિતર્ક રાજ્ય રણના વાંકા ચુંકા મ્હાલતા,
સંસારી સુખ પ્રાપ્ત થાય જગમાં તેની હતી જ્યાં સિમા;
રાતા, શ્વેત, કદાપિ શ્યામ નિપજે ગોળા ઉડી જાય જ્યાં,
તે આજે વરૂ વ્યાળ દંત કરડે, છે ધૂળ દુર્ગંધમાં. ૬

સોરઠા

ચઢતા જે શિરતાજ, ઝગ ઝગ ઝગ જ્યોતે ધતા,
તે પર રે પ્રભુ ! આજ, ધૂલ ન ચપટી ઢાંકવા. ૭

મ. ન. દ્વિવેદી

૬૬

## યુદ્ધની લાવણી

કેમ હૈડું ના ફુલે સિપાહી ? છાતી સવાગજ ઉંચી નાવે ?
રણે વિચરતાં,—
શૂરી વાજાં સુર લલકારે ચઢતિ જુઆળ પ્રબળ ભાવે !
સિંધુડા ઉચરતાં ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૧
પ્યાદળ હયદળ પગના પડઘા ઘોર ગગનપટ ભેદાવે,
કૂચ કરંતા !
તોપ ગાડિ ધડધડાટ કરતી, ચડિ ઉતરી, રિપુ ચમકાવે !
ખૂબ ઘુમંતા ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૨
અસિ, ફરસી, ભાલાની હારો, દિગંબરી દ્યુતિ દમકાવે !
સંગીન સહિત આ !
રંગબેરંગી ધ્વજા પતાકા અનિલ લહરિ શું લોભાવે !
ચાહતિ જય ચિત્ત આ ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૩
લડવું છે નહિ વૈર વાળવા, મુલક મેળવી ફૂલાવા—
નબળાંને દમીને !
હરિહરિ એ લડવું ભલું મરવું ! સ્વદેશાર્થે લડવું હાવાં ! !
રણરંગ રમીને ! કેમ ન હૈડું ફુલે સિપાહી૦ ૪

હ. હ. ધ્રુવ

---

૬૭

## ગુજરાતનો યજ્ઞ કુંડ

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
આવો, પૂરા રે, ખમવા દુઃખના ચીરા !
કડકડ ફૂટે ક્રોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે;
ઝળઝળ જ્વાળા વ્યોમ જળાવેઃ ઉભા રહો દઢ વાટે !
દુઃખમાં શૂરા રે ! ૧

નથી પડવું યાહોમ કરીને આજે અંધ શૂરાનું;
નથી અબળને દમવું: આ છે જડ ચેતનનું લ્હાણું !
દુ:ખમાં શૂરા રે ! ૨

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્ય જ રક્ત વહે અમ નસમાં, સત્ય જ વ્રત અમ ન્યારાં !
દુ:ખમાં શૂરા રે ! ૩

માયા સૌ ઘરબાર તણી ને સુખની ડાળી દફની.
આત્મશૌર્યનાં શ્વેત સજ્યાં પટ ના કાયરની કફની;
દુ:ખમાં શૂરા રે ! ૪

પાય પડયા, વિનવ્યા કંઈ કંઇ, શું હૃદય હીણને રટવું ?
હવે પડયા રગડાવા રણ ત્યાં ના હઠવું, ના હટવું !
દુ:ખમાં શૂરા રે ! ૫

ભારત દુ:ખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફૂલે !
ઓ ભારત ! નિધિ પાર ઉતરજો અમ શબ ઢગને પૂલે !
દુ:ખમાં શૂરા રે ! ૬

વાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;
નવલખ આંખે વ્યોમ રુવે પણ, પાછું જુએ ન મરણિયા !
દુ:ખમાં શૂરા રે ! ૭

એ જ અલખની ધૂન અમારી, મૂગે મુખ દુ:ખ સ્હેવું;
બેડીની જડ જડતાં અરિ પણ આખર રોશે એવું;
દુ:ખમાં શૂરા રે ! ૮

કીર્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે;
ઓ વીરા ! જગને ઝૂલવવી આ ગરવી ગુજરાતે !
દુ:ખમાં શૂરા રે ! ૯

ધર્મક્ષેત્ર એ, કર્મક્ષેત્ર એ, એ રણક્ષેત્ર અનેરૂં !
જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્ય જ ભારત કેરૂં ?
દુ:ખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
ગાજો પૂરા રે, સત્ય પ્રેમ રસ ધીરા ! ૧૦

ખબરદાર

## ૬૮

# કૉન્ગ્રેસ નાવિકોનું ગીત

( ૫૬ )

હલે'સાં હલે'સાં, હલે'સાં, હલે'સાં !
ધસો હાં ! ખસો ના ! ખલાસી હલેસાં ! હલે'સાં૦

હિંમત મરદાં, મદદે ખુદા હો હલેસાં !
મથો સાથે, વખૂટા ન જૂદા—હલેસાં ! ૧

વ્હાણ ચડયું ખરાબે ખરાબે હલેસાં !
આવિ અટકયું ખડકે આ હાવે હલેસાં ૨

સઢો સહુએ સંકેલો સપાટે હલેસાં !
દોર ખેંચો ખુબ ધિંગા ઝપાટે હલેસાં ! ૩

થારયો માલમ સુકાની ! ન થાકો હલેસાં !
નાખૂદા મુંઝાયો ! ન થાકો ! હલેસાં ! ૪

દરિયો ફુંકે આ સમો ના બ્હીનો હલેસાં !
નાંગર નાખો છિપાવો ના બ્હીનો હલેસાં ! ૫

મોજાં મારે ઉછાળા આ ચાલ્યા હલેસાં !
કકડે કડડડ પાટીઆં આ ચાલ્યા હલેસાં ! ૬

કામ બળનું ના ! કળનું જુઆળે હલેસાં !
છુટયું સરરસટ વ્હાણે આ કાળે હલેસાં ! ૭

હિંદ વ્હાલો આ તંત્રે ધુંચાયો—હલેસાં !
સુસમાજે ભાઈ આજે ધુમાયે—હલેસાં. ૮

હ. હ. ધ્રુવ

## ૬૯

## અસલનેરનાં નૂર

ગજાવિયે ગાઈ ઉચ્છલત ઊર
અમારા અસલનેરનાં નૂર
હિંદુ જિન મહમ્મદી પારસી
કરી જુદાઇ દૂર
બને જ્યાં એકદૂધ મનુકૂલ
—અમારા અસલનેરનાં નૂરઃ ૦

નથી જ્યાં દોલત કેરા છાક,
નથી જ્યાં સત્તામદ નાપાક,
નથી જ્યાં રંક નર્યાં હેવાન,
નથી જ્યાં દુર્બળ કેવળ બાન,
વિદ્યા તપ આતમબળને જ્યાં
પૂજે રાજા રંક,
ભિલ્લ ઘાતકી બન્યા મહર્ષિ
મ્હાર બન્યા જ્યાં સંત
—પળાયા જેહ તણા ઉપદેશ
વેદના દૃષ્ટાથી ય વિશેષઃ ગજા૦ હિંદુ૦ અમા૦ ગજા૦

કુટુમ્બો જ્યાં ત્રણ પ્હેડી સંઘ
ભજે ભવયાત્રા તાપસઢંગ,
મહાજનની જ્યાં મીઠી આણ
ધરે શિર મજૂર શેઠ પ્રધાનઃ
શહેર આછાં છે જ્યાં સાદાં
કુદરત નૂર ભરેલ,
ગામ અસંખ્ય વિશે જ્યાં વિદ્યા—
કસબ કલાની રેલ,
મનુનો મધપૂડો પ્રાચીન,
સનાતન સાત્ત્વિકરસલયલીનઃ ગજા૦ હિંદુ૦ અમા૦ ગજા૦

બલવંતરાય

૭૦

## દેજો દોષ ન કવિવરને

પદ

દેજો દોષ ન કવિવરને જે લતાકુંજ આરામ કરે,
સુખ શાંતિ જ્યાં વસી રહી છે, હસી કીર્તિનો ત્યાગ કરે, ધ્રુવ.

મહાન કૃત્યો કરવા માટે જન્મ જગતમાં તે તો ધરે,
વીર શિરોમણિ ધનુર્ધરોના યશ ગાવા મન આશ ધરે,
કાળ ગતિ નહિ હોત વિલક્ષણ વિધિ હોત અનુકૂળ ખરે,
હૃદયે તેની બળતી હોતે દેશભક્તિની જ્વાળ ખરે,
જન્મભૂમિના પ્રેમ પુરમાં વચનો તેનાં નિત્ય તરે. દેજો.

અફસોસ ! દશા શી આ ભૂમિની વૈભવ નષ્ટ થયો જ ખરે,
માનવંતના માન ભંગને માટે સેવા ભાર ધરે,
પ્રજા તેનીને કો નવ પૂછે જો પ્રપંચ પગલું ન ભરે,
કામ અહીં શું દેશભક્તિનું, રાજ દ્રોહમાં નામ કરે !
કુળબોળુ ને દેશદ્રોહીઓ બેસે હાથી હોદ્દા પરે. દેજો.

વૈભવ સાથે શ્રદ્ધા પણ ગઈ, અભિમાન ન પડે નજરે,
કાયર કપટી, અનાર્ય દીસે આર્યજનો આ ભૂમિ પરે,
છેવટ શીખ્યા કપટો કરતાં, તેથી દુર્ગતિ કેવી હરે !
મહા પદ્વિએ ચડવા માટે, ફાંફાં મારી આંહિ ફરે,
અંધકારમાં માર્ગ ન જડતાં, મશાલ દ્વેષની હાથ ધરે. દેજો.

બાલાશંકર

## ૭૧

## ના હઠવું

પદ.

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણુ કહાડ્યું કે ના લટવૂં ના લટવૂં. ટેક.

સમજીને તો પગલૂં મુકવું, મૂકીને ના બ્હીવું;
જવાય જો નહિં આગળ તોયે, ફરી ન પાછૂં લેવું. ડગલું. ૧

સંકટ મ્હોટું આવી પડતે, મ્હોડું ન કરવું બ્હીલૂં;
કળે બળે ખુબ લડવૂં પણ ના કરવૂં ફરવા ઊચૂં. ડગલું. ૨

જ્યાં ઊભા ત્યાં ચોંટી રહિને વચન લેવૂં સબળું,
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીયે નબળૂં. ડગલું. ૩

ફતેહ કરીને આગળ વધશૂં, અથવા અહિયાં મરશૂં;
પણ લીધેલૂં તે પાળીશૂં, રે વજ્જરનું કરશૂં. ડગલું. ૪

તજી હામ ને ઠામ મૂકવા, ખૂણા જે કો ખોળે;
ધિઃક કાયર તે અપજસ રૂપી ખાળકુંડીમાં બોળે. ડગલું. ૫

ન્હાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહિ કહાડે;
બ્હીકણુ બાયલા નામર્દો એ, નામ મળે ઊપાડે. ડગલું. ૬

પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ભારે;
મુવા નહીં કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું જ્યારે. ડગલું. ૭

શૂર વીર તે જશનો લોભી, હિંમત મદીરા પીયે;
ઉમંગથી તે ધસી વધે વા, ખૂબ ટકાવી રાખે. ડગલું. ૮

જાણી ગણી જન પુખ્ત વિચારે, પાયો નાખે મજબૂત;
કો કાળે પણ જસ મોટો લે. નર્મદ કેરૂં સાબૂત. ડગલું. ૯

નર્મદાશંકર

## ૭૨

# બોલ્યું પાળો

( ગરબી )

બોલ્યું પાળો રે દેશિયો ! નહિતર બોલો ન મિથ્યા બોલ,
ચૂકયું ચાટો કાં દ્વિવેષિયો ?* પાળો આપ્યો પવિત્ર જ કોલ;
બોલ્યું પાળો રે. ૧

ભાષણ ભૂંડો રે મન ભાવતાં, લાંબા હાથ ને ફરતી ડોક,
અવસર કામનો રે આવતાં, કાયર ન્હાસો મૂકી પોક;
બોલ્યું પાળો રે. ૨

ખોટાં બ્હાનાં રે બતાવતા, આજે એક ને બીજું કાલ,
વાંક એકેકનો કહાડતાં, ચઢાવો એક બીજા પર આળ;
બોલ્યું પાળો રે. ૩

સુધારો સમસ્ત રે કયાં થશે ? આગળ અગ્રેસર નહિ હોય,
સૈન્ય આખું શું રે રણે ધસે ? વીરજન ધસે ન પહેલો કોય;
બોલ્યું પાળો રે. ૪

ચઢને મરણિયા રે ! સુધારકો સુધારા ક્ષેત્ર ગજાવો એમ,
એક હાથે બહુ રે કરી શકો, પ્રજા સર્વસ્વનું કુશળ ક્ષેમ;
બોલ્યું પાળો રે. ૫

સ્વધર્મને અર્પોરે પ્રાણ સહુ, એક બે દશની શી વિસાત ?
સતા થઈ મરવે રે માન બહુ, મનુષ્યના દેવ બનો સાક્ષાત !
બોલ્યું પાળો રે. ૬

મલબારી

* બે વેશ કરનારા; બેઉ માર્ગમાં ભળનારા.

૯૩

## ઝાંસા શા ખાવા

પદ

ઝાંસા× શા ખાવા ભાઈ, હિણપત મોટી નામરદાઈ ટેક.
માન ભંગથી મરવું સારૂં, એક વાર દુઃખ મરવે;
માન ભંગથી નિત્ય નિત્ય દુખ, આંગળી કરશે સરવે. ઝાં૦ ૧
મેળવી જસ ને મરવૂં વ્હેલૂં, ઉત્તમ નર એ ચ્હાહે;
અધમ કાયરો ઘણું જીવીને, અપજસમાં રીબાએ, ઝાં૦ ૨
માન સરીખૂં કલ્પવૃક્ષ કો, સંસારે નવ સ્હોએ;
સૂખ આપીને અમર રાખતૂં, ઉત્તમ અંશી જોએ. ઝાં૦ ૩
ગયૂં ધંન તે પાછૂં આવે, ગયં માન ના આવે;
ગયૂં માન કે ત્રંણે તાપો, દુખડાં ઝાઝાં લાવે. ઝાં૦ ૪
રખે મળે અપજસ કો વાતે, માટે બ્હીતા ચાલે;
શૂરવીર સાહસ કરનારા, તલવારે ને ઢાલે; ઝાં૦ ૫
ભોગજોગ એ હાર ખાય ને, મદદ ન આવે આડે;
તસકા કયમ સ્હેવાસે માટે, જાતે જાનો કહાડે. ઝાં૦ ૬
વિના કારણે મદે ભરાઈ, ઉપરી તસકા તોડે;
થોડિ વાર તો ખમી જવું પણ, પછી ન રહેવું જોડે. ઝાં૦ ૭
સમજાવે તે માને નહિ તો, ક્રોધ કરીને ઉઠવૂં;
વેર ધરીને શિક્ષા કરવી, સરવસ તેનૂં લુટવૂં. ઝાં૦ ૮
ભણી ગણીને ટેક રાખતાં, વળી રખાવી જાણે;
તે જન જસનૂં બીડૂં ચાવે, નર્મદ બોલ પ્રમાણે. ઝાં૦ ૯

નર્મદાશંકર

---

× તસકા. મેહેણાં.

૭૪

# ધીરે ધીરે સુધારાનો સાર

સજ્જન સંભળાવજો રે, ધીરે ધીરે સુધારાનો સાર,
સજ્જન સ્નેહ સહિત સંભળાવજો. ટેક.

છોટી અક્કલવાળા આગળે, મુખે ન વદીએ મોટી વાત;
પાશેર કેરા પાત્રમાં, કેમ શેર સમાશે સાત. સજ્જન. ૧

લાખો કીડીપર લાડવો, આખો મેલિયે તો મરી જાય;
ભુકો કરી ભભરાવીયે, તો તે ખાસી રીતે ખાય. સજ્જન. ૨

માંકડાં લઇને માનવી, બેઠો નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કુદી પાણીને પૂર. સજ્જન. ૩

જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવીયે તેમ;
બે'રો તો સમજે સાનમાં, ત્યારે કરીએ લવારો કેમ. સજ્જન. ૪

બાળક આગળ બોલિયે, ત્યારે બનિયે બાળક રૂપ;
બૂ બાઉ તાતા ભાખિયે, ભલે હોઇએ ભણેલા ભૂપ. સજ્જન. ૫

પલક ટકે નહિ પેટમાં, જો ખાય બિલાડી ખીર;
ખામુખા શીદ ખવરાવીએ, તે વિચારોને મારા વીર. સજ્જન. ૬

જંગલ કેરાં જાનવરો, આપે પાળવા કરીએ જો આશ;
એવું આદરિયે કે આપણી, પાસે વસે કરી વિશ્વાસ. સજ્જન. ૭

ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અકલ શિખવીએ અનેક;
હળી મળી હેત વધારિયે, પણ છૂટા ન પડીએ છેક. સજ્જન. ૮

નિશાળિયાને ગમે નહિ, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાશિને જાય નિશાળીયા, મળે શિક્ષકને કેવું માન! સજ્જન. ૯

છણુછણુતે તેલ છાંટિયે; લઇને નિર્મળ ઠંડું જો નીર;
સળગી ઉઠે એ તો સામટું, વળી સામાનું બાળે શરીર. સજ્જન. ૧૦

સજ્જનને મન શુદ્ધ છે, પણ વિશ્વ વિરુદ્ધ વિચાર;
બહુ જનમાં નહિ બોલિયે, જેથી ઉપજે ઉપાધિ અપાર.
સજ્જન. ૧૧

સંસારી જનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પૂરી પ્રીત; સજ્જન. ૧૨

દલપતરામ

---

૭૫

## એકલો જાને રે

તારી જો હાંક શુણી કોઈ ના આવે
તો એકલો જાને રે !
એકલો, જાને, એકલો જાને,
એકલો જાને રે ! તારી૦

જો સૌનાં મ્હોં સીવાય—
ઓરે ઓરે ઓ અભાગી !
સૌનાં મ્હોં સીવાય;
જ્યારે સૌએ બેસે મ્હોં ફેરવી,
સૌએ ડરી જાય,
ત્યારે હૈયું ખોલી,
અરે તું મ્હોં મુકી તારા મનનું ગાણું,
એકલો ગાને રે. તારી૦

જો સૌએ પાછાં જાય—
ઓરે ઓરે ઓ અભાગી !
સૌએ પાછાં જાય;
જ્યારે રણ વગડે નીસરવા ટાણે,
સૌ ખૂણે સંતાય,

ત્યારે કાંટા-રાને,
તો તારે લોહીનીગળતે ચરણે ભાઈ
એકલો ધાને રે ! તારી૦

જ્યારે દીવો ના ધરે કોઈ,
ઓરે ઓરે ઓ અભાગી !
દીવો ના ધરે કોઈ;
જ્યારે ઘનઘોરી તુફાની રાતે
બાર વાસે તને જોઈ,—
ત્યારે આભની વીજે
તું સળગી જઈ સૌનો દીવો,
એકલો થાને રે ! તારી૦

તારી જો હાંક શુણી કોઈ ના આવે—
તો એકલો જાને રે !
એકલો જાને, એકલો જાને,
એકલો જાને રે ! તારી૦

મહાદેવ દેશાઈ

---

૭૬

## સ્વદેશ મમતા

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ,
સોએ સો કદી સંકટ આવે શીષજો;
ચુરા થઈ પડિયે પણ ચિત નવ ચુકીએ,
સ્વદેશનું શુભ ચિંતવીયે દિનરાત જો. સ્વદેશની૦ ૧

જન જાતીનો દેહ ધર્યો જે દેશમાં,
તે ભૂમિને ગણિયે માતા તુલ્ય જો;
હેડે ધરિયે હેત વિશેષ હમેશમાં,
ઉત્તમ ગણિયે અંતરમાંહિ અમૂલ્ય જો. સ્વદેશની૦ ૨

સદૈવ કરિયે જતન સ્વદેશ સુધારવા,
કામ પડે તો કરિયે તન કુરબાન જો;
વળિ શ્રમ કરિયે ત્યાં ઉદ્યોગ વધારવા,
સ્વદેશ તરતો કરવા ધરિયે તાન જો. સ્વદેશની૦ ૩

મરણ પથારી પર તો સૌ પ્રાણી મરે,
કહિયે તેની કાયા ગઈ નકામ જો;
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે,
નવ જુગ તેનાં રહ્યાં છે નિશ્ચળ નામ જો. સ્વદેશની૦ ૪

× × ×

કહેવત એક પ્રસિદ્ધપણે કહેવાય છે,
જનની જણજે હરિજન દાતા શૂર જો;
નહિ તો વંઝા વિશ્વ વિષે વખણાય છે,
વ્યર્થ ગુમાવિશ નહિ તું તનનું નૂર જો. સ્વદેશની૦ ૫

સંપ વધે સૌજનને જેમ સ્વદેશમાં,
એવા એવા કરિયે અધિક ઉપાય જો;
કષ્ટ ન પામે કોઈ કુસંપ કલેશમાં,
સંપી જંપીને સૌ સુખિયાં થાય જો. સ્વદેશની૦ ૬

પોતાના ટંટા પોતે જ પતાવજો,
સમજુ હો તો જશો ન કદિ સરકાર જો;
પંચજનો પાસે પંચાત કરાવજો,
ખચીત નહિ તો થાશો ખૂબ ખુવાર જો. સ્વદેશની૦ ૭

સ્વદેશમાં જે કોઇ કુસંપ કરાવશે,
નિશ્ચે જાણો પાપી તેનું નામ જો;
અનેક જણને અતિ સંકટ ઉપજાવશે,
દુર્જન તેને કહે છે દલપતરામ જો. સ્વદેશની૦ ૮

દલપતરામ

---

૯૭

## સ્વદેશ ભક્તિ

ધીરાના પદની ચાલ.

( જેને રામ રાખે રે તેને કોણ મારી શકે !–એ રાગ. )

સ્વદેશનિ ભક્તિ રે, કે કોઇ વિરલા જાણે !
સ્વતંત્રતાના રસની રે લે'જત કોઇ પરમાણે ! ટેક
મિઠાં મિઠાં મ'સ વચન વદીને કરે ખુશામત ખૂબ;
કાજ સરો, ભલે દેશ ડુબો નિજ, સ્વાર્થ ગણે મેહેબૂબ !
કે દાઝ દુઃખી દેશની રે, દયાથી દિલ કોણ આણે ! સ્વદેશની૦ ૧
હિંમત હૈયે હોય નહીં કરવા કો સ્વતંત્ર સુકામ,
કરી ડરી મરે દીન કાયર નર વાર હજાર ! શા–રામ ?
કે બીડે બાથ સિંહ શું રે, હરણી છોડવવાને ! ! ! સ્વદેશની૦ ૨
ઉમંગ ને ઉત્સાહ, ધિરજ દૃઢ, મૂળ સ્વભાવ ઉદાર;
નિડરપણું શૂરવીરનું લક્ષણ ક્યાં ઝળકે ઝાતકાર ?
કે ભેદી દળ વાદળ રે, સુરજ શશી પરમાણે. સ્વદેશની૦ ૩
સિંહ ઝુઝે ગજ જૂથ વિષે, શકે શું કરી અયુત શિયાળ ?
દુઃખ છાયામાં છુપ્યો શૂર નર (તોએ) ગાજે ધુમે ભરી ફાળ !
કે પગ નહીં અટકે રે, નૃતકના થતાં ગાને. સ્વદેશની૦ ૪

સ્વારથ કેરી આરત છોડીને કરે પરઉપકાર,
દેવ કે દેવાંશી જન વિણુ કોણુ ! ખાય ચકોર અંગાર !
કે તરસ્યો બપૈયો રે નજર નીચી નવ આણે ! સ્વદેશની૦ ૫
ટેક કઠણુ ક્ષણુ એક તજે નહીં, ધીર વીર નર કો વાર,
વૃક્ષ પેરે ધામ શીત સંકટ સહે, વહીં મેઘ મૂશળધાર;
કે આપે સુખ શાંતિ રે, અહં-મદ નવ જાણે. સ્વદેશની૦ ૬
ત્રણુ પદાર્થ છે દેશભક્તિમાં, ધર્મ અર્થ વળિ કામ,
સ્વદેશભક્તને દેશનીં પ્રીતિ, મોક્ષ એ સુખ કેરૂં ધામ !
કે રુચે નહીં બિજું રે, મસ્ત એ દેશ અભિમાને ! સ્વદેશની૦ ૭
માટે સ્વદેશી ઓ બંધુ મા'રા, ધરિ અંતર આ ઉપદેશ.
ભરતભૂમિ પામી ઉદય દિનોદિન, ઉજળી રહે હંમેશ
કે એમ કરો ઉદ્યમ રે, ચુકો ન ચોટ નિશાને ! સ્વદેશની૦ ૮

× × × હ. હ. ધ્રુવ

## ૭૮
## બચપણુની બલિહારી
( પદ )

બલિહારી બચપણુની, શી કહું બલિહારી બચપણુની ? (ટેક)
લેવા દેવા શી સંસારે ? પૂર્ણ સુખ સ્થિતિ મનની,-શી કહું૦ ૧
તનનીં વેદના હોય કિંચિત તો, માતપિતા મન બમણી,-શી કહું૦ ૨
પાપ નહીં, આભાસ પાપનો, ત્યાં ચિંતા શી ઋણુની ?-શી કહું૦ ૩
ઓ બચપણુ ! આયુષ્ય શિરોમણી, ગરજ તને શી ધનની ?-શી કહું૦ ૪
સત્તાની નહિ અછત તને કંઇ, તોડે ગરુરિ રાજનની,-શી કહું૦ ૫
કવિ, યોગી, ઋષિ, મુનિ તવ શરણે, સીમ ન ચૂરાતનની-શી કહું૦ ૬
હદ બુદ્ધિનીં વાળી તેં, બાળક ! અગમ બુદ્ધિ ત્રિભુવનની,-શી કહું૦ ૭
શિશુ ! આશિષ મમ લે જ્યાં હો ત્યાં, ગાઉં કીર્તિ મોહનની-શી કહું૦ ૮

મલબારી

૭૯

## એક ઘા

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો !
છુટ્યો તેને અરરર ! પડી ફાળ હૈયા મહીં તો !
રે રે ! લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઇ જાતાં
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતાંમાં.
મેં પાળ્યું તે તરફડી મરે હસ્ત મ્હારાજથી આ !
પાણી છાંટ્યું દિલ ધડકતે તોય ઉઠી શક્યું ના !
ક્યાંથી ઉઠે ? જખમ દિલનો ક્રૂર હસ્તે કરેલો !
ક્યાંથી ઉઠે હૃદય કુમળું છેક તેનું અહો હો !
આહા ! કિન્તુ કળ ઉતરીને આંખ તો ઉઘડી એ,
મૃત્યુ થાશે ! જીવ ઉગરશે ! કોણ જાણી શકે એ ?
જીવ્યું આહા ! મધુર ગમતાં ગીત ગાવા ફરીને,
આ વાડીનાં મધુર ફલને ચાખવાને ફરીને.
રે રે ? કિન્તુ ફરી કદિ હવે પાસ મ્હારી ન આવે,
આવે ત્હોયે ડરી ડરી અને ઇચ્છતું ઉડવાને.
રે રે ! શ્રદ્ધા ગત થઇ પછી કોઇ કાલે ન આવે !
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે !

કલાપી



૮૦

## મને જોઇને ઉડી જતાં પક્ષીઓને

રે પંખિડાં ! સુખથી ચણજો, ગીત વા કાંઇ ગાજો,
શાને આવાં મુજથી ડરીને ખેલ છોડી ઉડો છો ?
પાસે જેવી ચરતી હતી આ ગાય તેવો જ હું છું,
ના ના કોદિ તમ શરીરને કાંઈ હાનિ કરૂં હું.
ના પાડી છે તમ તરફ કૈં ફેંકવા બાળકોને મેં,
ખુલ્લું મારૂં ઉપવન સદા પંખિડાં સર્વને છે;
રે રે ! ત્હોયે કુદરતી મળી ટેવ બ્હીવા જનોથી,
છો બ્હીતાં તો મુજથી પણ સૌ ક્ષેમ તેમાં જ માની.
જો ઉડો તો જરૂર ડર છે ક્રૂર કો હસ્તનો, હા !
પાણો ફેંકે તમ તરફ રે ! ખેલ એ તો જનોના :
દુઃખી છું કે કુદરત તણા સામ્યનું ઐક્ય ત્યાગી,
રે રે ! સત્તા તમ પર જનો ભોગવે ક્રૂર આવી.

કલાપી

---

૮૧

## દુખિયાનાં બેલી

( દા લાગ્યા ડુંગરિયે, ક્હાના કેમ કરિયે ?—ભગવતી મીરાંબાઈના
એ ભજનની ધૂન )

ધા સુણીયે રે દુખીયાંની,
વ્હાલાં ! બંધુ બનિયેઃ
બંધુ બનીયે રે, એનાં બેલી બનીયે,
દુઃખીને સંભાળિયે !
ધા સુણિયે દુખિયાંની,
વ્હાલાં બન્ધુ બનિયે !

એક જ જનનીનાં જાયાં,
એક જ શિરછત્ર છવાયાં,
રંક ભાંડુનાં રખવાળાં લેખીયે;
રે ! હૂંફે હૂલાવિયે !

બેલડિયાં બાંય બરોબર,
સ્હેવા સર્જ્યા શું સહોદર ?
દુઃખે દુખિયારાં આળાં અંતર ચાંપિયે:
હો હૈયાળી દેઇએ !

દુઃખિયાંનાં ફેડી બંધન,
રચિયે ઉર આંગણુ નંદનઃ
દીનને દ્વારે દયાસાગર રેલિયેઃ
એવાં આંસુ અર્પિયે !

દુઃખીયાંનાં દેવ સહાયક,
દીનનાં તો સંતન સેવકઃ
રંકને પગલે પ્રભુલીલા ન્યાળિયે:
પ્રભુજીને ભાળિયે !

સંપે સંમેલન ભરીયે,
હૈયાંને હેલે ચ્હડિયે;
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વંદિયેઃ
પ્રાણુને ઉજાળિયે !

સુણિયે દુઃખિયાંની,
વ્હાલાં બન્ધુ ! બનિયે.

લલિત

## ૮૨

## આત્મબોધ

( ૫૬ )

ગઈ ઋતુ વસંત પ્રાવૃષ વળી જશે પરવરી,
કિશોર વય ગૈ વહી, ભર જુવાની ચાલી પળીઃ
–દીસે નહિ દીસે ત્હને પરમ એક કર્તવ્ય કે ?–
સમર સ્વામ, ધરની હામ, સફર લાંબી છે મસ્તકે. ૧
નડે પ્રકૃતિ પ્રીત આશ ગત કાલ કેરી ઘડી,
જડો જુની ઉખેડતાં ખટકી જાય ઉલટી ઉંડીઃ
–દીસે નહિ શું દૂરનું સુભગ શાન્ત કર્તવ્ય કે ?–
સમર સ્વામ, વમળ વામ, સફર લાંબી છે મસ્તકે. ૨
નડે પશુપણું, નડે સપારવાર પાપો જુનાં,
રહ્યાં ઘર કરી, હસે ફટ કરી, વળી ડંખતાં;
–નવીન બલ દે નહીં વિમલ સાધુ કર્તવ્ય કે ?–
સમર સ્વામ ત્યજની મામ સફર લાંબી છે મસ્તકે. ૩
નડે વિતથ કલ્પના; ભમતી ચક્ર ખાતી મતિ,
અધૈર્ય, ચલ ભાવના, ઉડું ઉડું જ શ્રદ્ધા થતી,
–દીઠું નવ દીઠું ખરે સતતજ્યોતિ કર્તવ્ય કે ?–
સમર સમર સમર સ્વામ, સફર લાંબી છે મસ્તકે. ૪

બલવંતરાય

---

## ૮૩

## ઘુવડ

ખંડહરિગીત )

રચી ભૂતાવળ કારમી
તિમિરમાં તારક તરે,
રજનિ કુહરે ભમી ભમી
માયાવી ચિત્રો ચીતરે. ૧

વિશ્વ દમતી શાન્તિ આ,
હૃદયને ક્ષોભે ભરે,
ને અનુત્તર કારમા
પ્રશ્નો રચી પીડા કરે. ૨

ઘુવડ ત્હાં તરુ ઝુંડમાં,
બેઠું આવી એકલું,
ઊડી તારકવૃન્દમાં
જે ભેદ ઊંડા દેખતું. ૩

પ્રશ્ન વમળે ઘૂમતું,
ચિત્ત મુજ ચોગમ ભમે,
શાન્તિમાં નવ શાન્ત એ,
અંધારમાં ઊંડું શમે. ૪

' અણુગણ્યા બ્રહ્માણ્ડના
ગોળ નિજ પલ્લવ ભરી
પ્રકૃતિ ઘન અંધારમાં
ચાલી અનન્તપણા ભણી; ૫

ક્‌હાંથી આવી ? ક્‌હાં જશે ?
હેતુ ઊંડો શો હશે ?

વિસ્મયે પૂછું અહિં,
ઉત્તર પૂરો મળશે કહિં!"
ઘુવડ બોલ્યો–" કદી નહિં!" ૬

કદી નહિં?–એ શી સુણું
વાણી ક્યહાંથી કારમી!
મૌન ક્રૂરી રજની તણું
વ્યાપી રહ્યું મુજને દમી. ૭

( ખંડશિખરિણી )

"મધુર મૃગતૃષ્ણા જગતણી
સતત લલચાવે નિજ ભણી,
અને દોડું વેગે અમૃતસમ પીવા જળતહિં;–
તૃષા મ્હારી શું ત્ય્હાં કદી શમિત થાશે સુખ લહી,–
—ઘુવડ વદતું ત્ય્હાં—" કદી નહિં!" ૮

( ખંડહરિગીત )

" ઘુવડ કાળા થા પરું!
પ્રશ્ન નવ પૂછું ત્હને."
વદી પાછો હું કરું
ઊંડાં મનન ઘેરા મને. ૯

( ખંડશિખરિણી. )

"કલહ કપટો દુષ્ટ જનનાં,
વળી વિષમ અન્યાય જગના,
પૂરે મ્લાનિ મ્હારા હૃદય કુસુમે, મ્હીજ દઈ,
ખીલે પાછું શું એ કુસુમ કુમળું આ ભવ મહિં?"
—ઘુવડ તહિં બોલ્યું–" કદી નહિં!"૧૦

( ખંડહરિગીત )

" ચૂપ ! ચૂપ ! ઉલુક તું
અણુપૂછ્યો વચમાં હવે ! "
એટલું વદી મૂક હું
બની વ્યોમમાં નિરખું હવે. ૧૧

( ખંડશિખરિણી. )

"હૃદય તણો તન્ત્રા તૂટી ગઇ,
મધુર મુજ વીણા મૂક થઇ,
નમેરા આઘાતો વિકટ જગના એ સહી સહી;-
ફરી શું સંગીતે મધુર સુર લેશે રસ વહી ! "
ઘુવડ વદતું-" કદી નહિં ! " ૧૨

( ખંડહરિગીત )

" બસ ! હવે ઓ ઘૂક ! તું
તાન ભંગ તું શિદ કરે ? "
તાનલક્ષ્ય ન ચૂકતું,
મુજ હૃદય પાછું ત્ય્હાં ઠરે. ૧૩

" પ્રેમમય ઉલ્લાસમાં,
પાપહીન વિલાસમાં,
મુગ્ધ નિર્મળ હાસમાં,
શુચિ બાલ્ય વીતી જો ! ગયું. ૧૪

લલિત પ્રેમવિકાસમાં,
સુન્દરી ભુજપાશમાં,
ઉચ્ચ વિક્રમ-આશમાં,
યૌવન અમોલું જો ! વહ્યું. ૧૫

બાલ્ય એ, યૌવન શું એ
દેખવું ફરી આ ભવે ! "

હૃદય મુજ છાનું રુવે;–
ત્ય્હાં–" કદી નહિ !"–ઘુવડ જ લવે. ૧૬

"મૌન ધર્ય ! ભૂંડા ! હવે, "
" પ્રિય જનો હૃદયે વસ્યાં,
સંગ રડિયાં ને હસ્યાં,
ક્રૂર કાળે એ ગ્રસ્યાં,
ફરી ભેટ એશું કો સમે ? ૧૭

પુણ્ય કર્મો મન ધર્યાં,
કૃતિ વિશે નવ તે ઠર્યાં,
સુપ્રસંગો જે સર્યાં,
આ જીવને ફરી શું રમે ? "
—" કદી નહિ ! એ કદી નહિ." ૧૮

ઘુવડ વાણી ના ગણું
ચિન્તને હું ડૂબિયો;
પ્રશ્ન ઊંડો ફરી સુણું
છબિ દિવ્ય કરતો ઊભો જો ! ૧૯

( ખંડશિખરિણી. )

" લલિત મૃદુ હાસે મલકતી,
વસન કંઈ આછું ઝળકતી,
ઉષા રંગીલી આ કનકમય પાંખે ઉડી જતી,
ધસે પ્રેમે પૂષા; ભુજયુગલ લેશે કદી સતી ! "

( ખંડહરિગીત )

ઘુવડ બોલ્યો–" નવ કદી ! " ૨૦
" ધૂર્ત ! છાનો રૂહે હવે !
તજી આત્મ ગૌરવ શું લવે ! "

( વસંતતિલકા )

મોંઘી વિશુદ્ધ કળીઓ જો ! નવી માધવીની
વેરે સ્મિતો નવલ ચંદનીશાં રસીલી,
તે કીટદંશથી અજાણ પડી વિનાશે,
શું એ પ્રબુદ્ધ ફરી જીવન માર્ગ જાશે !"

( ખંડહરિગીત )

"કદી નહિં ! એ કદી નહિં !
ઘુવડ ઘુરકે–"કદી નહિં !" ૨૨
"કદી નહિં ! શું કદી નહિં !
ભૂત નવ ભાવિ બને ?
સ્રોત નીચે ગયું વહી
તે પાછું નવ ઊંચે ચઢે ?" ૨૩
"પ્રેમ ગાનો રેડીને
મધુર મુગ્ધાકાનમાં,
યુવક વચનો ફેડીને
ચાલ્યો પોવા જળ ઝાંઝવાં; ૨૪
યુવક એ સુખસેવને
સાચો પ્રેમસુધા કંઇ
ચાખશે આ જીવને !"
ઘુવડ બોલ્યો "કદી નહિં !" ૨૫
"અધર સંમુખ આવતાં
મુખ ખશેડે સુન્દરી,
ચુમ્બનો અણચુમ્બિયાં
આસ્વાદવાં શું કદી ફરી !
ઘુવડ કહેઃ–"એ કદી નહિં !"
"કદી નહિં ! હા ! કદી નહિ !" ૨૬

નરસિંહરાવ

## ૮૪

## ગૂઢ કોકિલા

( દ્રુતવિલમ્બિત )

તિમિર તારક સર્વ ગયાં શમી,
ઊઠી ઉષા કંઈ કેશ સમારતી;
શશિકલા ગગનાઙ્ગણુમાં રમી,
નવલ શુક્રશું પ્રેમથી લાડતી ! ૧

કહિં ઉલૂક ગયો વનમાં છૂપી,
નિજ કઠોર સુરો લઈ સંહરી;
મધુર ગાન સુધા વરસાવતી,
પરભૃતા સહકાર મહિં સુણી.

( ખંડહરિગીત )

શશિકલા નવયૌવન
શુક્ર રૂડો વર વરી,
ગીત મંગલ લગ્નનાં,
એ ગાય કોયલ રસભરી. ૩

ગીત સુર શ્રવણે પડી,
હૃદય સુર શા મુજ સ્ફુરે !
કોકિલા તરુએ ચઢી
મુજ પ્રશ્ન–ઉત્તર ચીતરે. ૪

( ખંડશિખરિણી )

" મધુર મુજ તૃષ્ણા સુખ તણી,
વિમલ યશવાઞ્છા રસભરી,

મ્હને પ્રેરે નિત્યે ઉલટભર કર્તવ્યપથમાં,
થશે સિદ્ધિ શું આ જીતી વિવિધ વિઘ્નો જ વસમાં ?"
પરભૃત વદે—"ધૈર્ય તજ માં" ૫

---

( ખંડહરિગીત )

કોકિલા આ કૂજતી
હૃદય સુખ ઊંડું પૂરે !
વાણી એ મન રૂચતી
મુજ હૃદયમાં ધ્વનિ શા ભરે ! ૬

---

( ખંડશિખરિણી )

"ગગન ઘન અંધારપટમાં,
વિરચી અતિ જે ગૂઢ રચના;
લખી લેખો તારાગણ થકી રૂડા જ્યોતિ ઝરતા,
ઉકેલું હું ક્યારે વિષમ કંઇ એ ભેદ જગના ?"
પરભૃત કહે—"દિવ્ય પળમાં." ૭

( ખંડહરિગીત )

"પ્રિય જનો મુજને તજી,
ચાલિયાં નિષ્ઠુર બની;
વ્રણ રૂઝાયા નવ હજી,
એ રૂઝશે, કહો, કયમ કરી !"
"દિવ્ય લોકે જઈ રહી.—"
કોકિલા વાણી વહી. ૮

વિષમ સંકટધૂમથી,
હૃદય મુજ આકુળ બને;
વિશ્વમાયા ઘૂમતી
ભ્રમણે ચઢાવે જો ! મ્હને; ૯

" લોપશે કો ધૂમને ?
ભ્રમણ શમશે કો ક્ષણે ?
હૃદય નિર્મળ કંઇ બને ?
ને આત્મ મુજ શાન્તિ ભણે ? "
કોકિલા કૂહે–" જે ક્ષણે.
દિવ્ય ગાનો તું સુણે. " ૧૦

---

( ખંડશિખરિણી )

વિમલ સ્મિત પ્રાચી મુખ વિશે
ઉદિત રવિ પૂરે કંઇ રસે !
અને ગાનો ઊંડાં અનુપમ સુણ્યાં દિવ્ય ગણનાં,
અને આત્મા મ્હારો કંઇ તરી રહ્યો ગાનસરમાં. ૧૧

નરસિંહરાવ



૮૫

## જાગો જાગો પ્રેમી સ્નેહી

( પ્રભાતિયું-જીભલડી રે-એ રાહ )

જાગો જાગો પ્રેમી સ્નેહી ભોર થઇ ઉઠી જાગો રે,
આ વેળા તો સ્વામી ભજ્યાની ઉંઘ્ર આળસ સર્વ ત્યાગો રે. જા૦ ૧
શું સુતા છો મોહ માયામાં અજ્ઞાન અંધકાર ઓઢી રે,
ગઇ જુવાની હવે પણી આવ્યાં હજી ન જાગ્યા બળ ભાગો રે જા૦ ૨
અજ્ઞાન અંધારૂં ઘટમાંથી કાઢો જ્ઞાનનો દિવડો બાળો રે,
ગફલત મુકી હવે ચેતો ચિત્તમાં સદ્‌ગુરુના પાયે લાગો રે, જા૦ ૩
હવે તમે નિત્ય નિરંજન સમરો માન અભિમાન મુકો રે,
ધ્યાન કરો તમે સાચા ધણીનું હવે તો મુક્તિ માગો રે, જા૦ ૪
દયા ભાવ તમે ચિતમાં આણો કોમળ રાખો મનડું રે,
પુન્ય દાન હવે કરોને હરખી પાપથી તમે દૂર ભાગો રે, જા૦ ૫
ભાવ ભાલો લઈ પ્રેમતુરી ચઢો સુરતીનું બાણ ચલાવો રે,
પાંચ પચ્ચીસ ચોર ઘટમાથી કાઢો કરો કેસરીઓ વાઘો રે, જા૦ ૬
આ ટાણે ભુલશો તો બગડશે મનખો જાશે તમારો રે,
જ્ઞાની તમે હવે સાહેબ સમરો નહિ તો થશે હંસ કાગો રે. જા૦ ૭

અનવર

---

## ૮૬

## બોધ

ગઝલ

ગુજારે જે શિરે ત્હારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતી પ્યારૂં ગણી રહેજે,
દુનીઆની જુઠી વાણી વિષે જે દુ:ખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરીમાંહિ કાજીનો નથી હિસાબ કોડીનો,
જગત કાજી બનીને તું વહોરી ના પીડા લેજે
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે
રહેજે શાંતિ સંતોષ સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુ:ખ કે આનંદ કોઇને નહિ કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાયે ભલાઈની મહા લક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સુખ માની લે,
પિયે તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જો કોઈની વાણી મીઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તો,
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે.
અહો શું પ્રેમમાં રાચે નહિ ત્યાં સત્ય પામે તું,
અરે તું બેવકૂફાઈથી ચઢે નિંદા તણે નેજે.
લહે છે સત્ય જે સંસાર તેનાથી પરો રહેજે,
અરે એ કીમિયાની જો મઝા છે તે પછી કહેજે.

વફાઇ તો નથી આખી દુનીયામાં જરા દીઠી,
વફાદારી બતાવા ત્યાં નહિ કોઇ પળે જાજે.
રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે,
જગત બાજીગરીનાં તું બધાં છલબલ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્ય માળા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.
કવીરાજા થયો શી છે પછી પીડા તને કાંઇ,
નિજાનંદે હમેશાં **બાલ** મસ્તીમાં મજા લેજે.

**બાલાશંકર ઉલ્લાસરામ**

---

૮૬

## ચેતે તો ચેતાવું તને રે પામર પ્રાણી

ચેતે તો ચેતાવું તને રે પામર પ્રાણી; ટેક.
સજી ઘરબાર સારૂં, મિથ્યા કહે છે મારૂં મારૂં;
તેમાં નથી કશું તારૂં રે, પામર પ્રાણી. ૧
તારે હાથે વવરાશે, તેટલું જ તારૂં થાશે;
બીજું તો બીજાનેં જાશે રે, પામર પ્રાણી. ૨
માંખિયોયે મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લુટનારે લુટી લીધું રે; પામર પ્રાણી. ૩
ખંખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવું ચાલી;
કરે માથાકુટ ઠાલી રે, પામર પ્રાણી. ૪
સાહુકારીમાં સવાયો, લખોપતિ તું લખાયો;
કહે સાચું શું કમાયો રે, પામર પ્રાણી. ૫
આવે તારે સાથે એવો, કમાયો તું માલ કેવો;
અવેજ તપાસ તેવો રે, પામર પ્રાણી. ૬

દેવે નરતનું દીધી, તેં તો ન કિમ્મત કીધી;
મણી સાટે મેશ લીધી રે, પામર પ્રાણી. ૭
ખોળામાંથી ધન ખોયું, ધુળથી કપાળ ધોયું;
જાણપણું તારૂં જોયું રે, પામર પ્રાણી. ૮
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી;
તારી મુડી કર તાજી રે, પામર પ્રાણી. ૯
હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે;
કશું ન કરી શકાશે રે, પામર પ્રાણી. ૧૦
મનમાં વિચાર તારો, મનમાં રહી જનારો;
વળતી ન આવે વારો રે, પામર પ્રાણી. ૧૧
નીસર્યો જ્યાં શરીરથી, પછી તું માલેક નથી;
દલપતે દીધું કથી રે, પામર પ્રાણી. ૧૨

**દલપતરામ**

---

## ૮૮

## +તારનું તૂટવું

**ભજન**

તૂટયો મારો તંબુરાનો તાર—
ભજન અધુરૂં રે, રહ્યું ભગવાનનું. તૂટયો૦
એક તુટતાં બીજા રે તાર અસાર છે,
જીવાળીમાં નહિ હવે જીવ જી;
પારા પડયા પોચા રે, નખલીયું નામનું; તૂટયો૦

+ ૧૯૪૫માં લખેલી તે આજે ઉતારી. સં. ૧૯૪૬ ના ફાગણ. આમાં અક્ષરોની વધઘટ બહુ રહે છે અને તે ચાલી પણ શકે છે. પહેલી કડી મને બહુ ગમે છે. લિ. કર્તા.

તરણુ પડી છે રે બાતલ તુંબડે,
લાગે નહિ ફૂટી જતાં વાર,
ખૂંટીનું ખેચાવું રે, કાંઈ ન કામનું; તૂટયો૦
રંગ ચડેલો કાચો રે, કહો તે કેમ રહે ?
ઘોડી ઘણી પોચી પડી જાય;
ખેલ બગડતાં ખાસો રે, ભાન ન તાનનું; તૂટયો૦
સ્વર મેળવીએ શેમાં રે, તાલ બેતાલ છે,
ઢોલકમાં પણ કાંઇ ન ઢંગ:
બંધ થયું છે બારૂં રે, હરિ રસ પાનનું; તૂટયો૦
ખરચી હવે ખૂટી રે બૂટી હવે બીજી નથી,
હરિ હવે ઝાલો તમે હાથ;
કહું છું કામ ન મારે રે, ધનજન ધામનું: તૂટયો૦
કેશવહરિની કરણી રે કોઈ ન જાણી શકે;
વાણી મન પાછાં વળી જાય;
બલ ચાલે નહિ એમાં રે, મહાબલવાનનું; તૂટયો૦

**કેશવલાલ હરિરામ ભટ**

---

## ૮૯

## કાયા તારી શાથી વટલાણી ?

કાયા તારી શાથી વટલાણી ! મૂરખ મન,
કાયા તારી શાથી વટલાણી રે હે જી ! ટેક.
પાંચ તત્ત્વની કાયા બની તારી પ્રાણી,
તેના માંહી ચેતન આવ્યો રે હે જી,
ચેતન કાયાને કશું વટાલ ન હોય એ તો
ઢેડ ભંગીઆનું પીયે પાણી, મૂરખ મન ! કાયા તારી. ૧

જે રે વસ્તુની તારી કાયા બંધાણી પ્રાણી
દેઢ ભંગીઆની કાયા તેવી રે હે જી,
ચેતન તો સર્વેનો એક જ રૂપ છે,
તેમાં તેં જૂદાઇ શાની જાણી! મૂરખ મન! કાયા તારી. ૨
જ્યાંથી તું આવ્યો ત્યાંથી સર્વે લોકો આવ્યા,
સૌનું જન્મ મરણ એક ભાતે રે હે જી,
શરીરનો ઘાટ સૌનો એક જ સરીખો,
સરખાં હાથ પગ મુખ વાણી, મૂરખ મન! કાયા તારી. ૩
ખાવાના કાજે છે સૌને માટીના પદાર્થ સૌ,
માટીથી થયું ને માટી થાશે રે હે જી,
પાંચ તત્ત્વ વિના બીજું કયાંથી આવ્યું એ તો?
સર્વે વસ્તુ એક પરમાણી, મૂરખ મન! કાયા તારી. ૪
આ રે કાયામાં તારી શું રે બગડયું છે પ્રાણી!
ઘટયું ને વધ્યું તો કાંઇ નથી રે હે જી,
મન બગડયાથી સર્વે સંસાર બગડયો,
શંકા તારા મનમાં ભરાણી, મૂરખ મન! કાયા તારી. ૬
જે જે વસ્તુ જુએ તેને મારૂં અંગ જોજે પ્રાણી,
તેમાં ને તારામાં ભિન્ન નથી રે હે જી;
એક બ્રહ્મ ઓર દ્વિતીયા નાસ્તિ છે પ્રાણી.
જ્ઞાની તણી વાણી છે વખાણી, મૂરખ મન! કાયા તારી. ૬

અનવર



## ૯૦

## વ્હાલાંઓને ઉપદેશ

સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં !
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો:
મોટો એ અધિકાર તમારો માનવી !
અધિકારી છો જેનાં માનવ માત્ર જો !
એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાંઓ સમજો ભાઇ બહેન જો;
નીકો ન્હાની મોટી જે જીવો તણી,
વહતું તેમાં એક અખંડિત વહેન જો !
હસનારાંની સાથે હસવાનું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જો;
એક બીજાંનાં આંસુડાંઓ લૂછતાં
ઊંચાં ચડશો સ્ત્રી પુરુષો સૌ એમ જો !
ભૂતદયા છે ધર્મ બધાના મૂલમાં,
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો;
દિવ્ય દયાસાગર ! યાચંતાં આપજો,
દીન જનોને અમને એનો લેશ જો !

મણિશંકર

## ૯૧

## બ્રહ્મદીક્ષા

એ જ માર્ગ. બન્ધુ ! એ જ માર્ગ:
નેત્રકમળ મીંચી વિચરો છો.
પણ એ જ પ્રભુનો રાજમાર્ગ.

ગંભીર કોલાહલ ભર્યું યે બજાર
અત્ય્હારે શૂન્ય–સ્તબ્ધ–મૂર્છિત જેવું છે,
શ્રીપુરના નાગરિકો નિદ્રામાં છે:
ત્હમે પણ અખંડ નિદ્રા લીધી, બન્ધુ !
સદન્તરની સ્હોડ વાળી સૂતા.
પ્રવૃત્તિસંસારને વીંધી જતો
એ જ માર્ગ, બન્ધુ ! એ જ માર્ગ.

આગળ ઇસ્પિતાલ છે, ખરૂં ?
કાળનાં અવિરત મહાપૂર વહે છે,
માનવી ત્હેને ખાળવા શે મથતા હશે ?
વિધિના હાથ ઠેલ્યા ઠેલાય એમ છે ?
પણ બન્ધુ ! માર્ગ તો એ જ.
મન્દવાડ ન હોય તો, વીરજી !
સ્નેહ અણમૂલવ્યા રહે.
એ તો ભવ્ય પરમાર્થનાં ભુવનો,
બન્ધુસેવાર્થે રચેલાં માનવીનાં મન્દિરો,
સ્નેહીઓના સ્નેહની યુનિવ્હર્સિટી:
સ્નેહનાં દુઃખ ધૈર્ય શક્તિપ્રભાવ
પ્રગટવાં, પ્રફુલ્લવાં, અને–રડવવાં,
સઉ આ ભૂતદયાના ઉદ્યાનોમાં થાય છે.

સુખની નહીં પણ સ્નેહની આ વેદી.
ત્હમારા જીવન યજ્ઞમાં પણ,
સ્નેહે અહીં જ સુખનો બલિ દીધો.
સ્નેહવ્રત તપતાં અનેક તપસી
આ પ્રાસાદોમાં પ્રવર્ત્તે છે.
ભ્રાતૃભાવનો આ બાગ છે, વીરા !
—ત્હમે તો તે જાણો છો જ.
એ જ—એ જ શ્રેયસ્કર માર્ગ:
બન્ધુતામાં થઇ પ્રભુતામાં.
        નગરના દરવાજામાં થઈ—
હા ! વિશ્વનગરીનો દરવાજો પણ
ત્હમે નિરન્તરનો ઓળંગ્યો.
પણ ભાઇ ! એ જ માર્ગ:
અવની મૂકી આત્મભૂમિમાં,
બ્રહ્માંડ ઓળંગી બ્રહ્મમાં.
પિતા એ જ માર્ગે ગયા છે,
સંસાર તજી સ્વર્ગમાં.
પૂર્વાકાશની પાછળ સૂર્ય હતો,
અને પશ્ચિમાકાશની પાછળ
વસન્ત પાલવ સંકોરતી:
પૃથ્વી ઉતારી પ્રાણપ્રદેશમાં,
પરાગવતી સુમનસેજમાંથી
નિર્મળા સાત્વિક સૌન્દર્યમાં.
પિતા મ્હને માર્ગનો પરિચિત કરતા,
વંજુશય્યા આગળ મ્હને ચલવતા.
જગત ન જોતી ત્હેમની આંખલડી
આ પન્થ નિરન્તર નિહાળતી.

પ્રપંચમાં આપણે એમને દોરતા,
પણ પ્રભુપન્થે આપણા એ નિયન્તા હતા:
સદ્‌ભાવ પાડતાં એમનાં તો પગલાં
આ માર્ગે જ વળેલાં હતાં.
વીરા ! મ્હારૂં સ્મરણ સતેજ છે–
હજી તો ત્રણેક વર્ષ માંડ થયાં છે–
એ જ માર્ગ, એ જ સત્ય માર્ગ,
ત્હમે ડગલાં ભરો છો એ જ મહામાર્ગ.
નગર છોડી વનઆંગણે,
વિશ્વ ત્યાગી વિશાળા વ્યોમમાં:
પિતાને જ ડગલે ડગલે, બન્ધુ !

આમલીઓની ઘટામાં થઇને જ
વીર ! પાછળ સરિતાના તટમાં.
ભૂત પ્રેત જેવી, માયા સમી,
શંકા શી ડોલતી છાયાઓમાં થઇ,
કુમળા જ્ઞાનસમાન અખંડ પ્રકાશમાં:
અન્ધકારનાં વન વટાવી
પ્રભાતનાં જ્યોતિર્જલમાં.
એ જ પરમ માર્ગ, બન્ધુ !

વિદાય લેશો, વીર !
દુનિયાનો અન્ત વિદાય જ છે,
આદિ ભલે અન્યથા હો.
પણ એક વેળા તો આંખ ઉઘાડો,
એક છેલ્લી મીટથી તો જગતને જોઇ લ્યો.
શું જગત બહુ જોયું ?
ભલે, ત્હમને ગમ્યું તે અમને ગમશે જ.

ક્ષર મૂકી અક્ષરધામમાં,
મૃત મૂકી અમૃતત્વમાં,
મનુકુલ મૂકી ચિરંજીવ દેવોમાં:
એ જ કલ્યાણપન્થ, ભાઈજી !

છેલ્લુંવેલ્લું સ્નાન કરી લ્યો.
સંસારના મળ ધોઇ નાંખો,
અશુદ્ધિ વર્જી વિશુદ્ધિ ઓઢો.
કુન્દનને અગ્નિની જ્વાલા તાવે છે,
પુણ્યપ્રફુલ્લ પુરાણ સમયથી
આત્મકુન્દન પણ અગ્નિદેવ પરીક્ષે છે:
વીરા ! વિરાજો અગ્નિરાજના ઉછંગે.
ત્હમારી કુન્દન સમી કાયાની
થાવા દો બળીને ખાખ:
ત્હમારા આત્મતત્ત્વનાં કુન્દન પ્રકાશવા દો.
માટીમાંથી મણિ મળશે,
અને ભસ્મમાંથી કુન્દન જડશે.
એ જ માર્ગ, એ જ માર્ગ:
શુદ્ધ ઉન્નતિનાં વ્રત સ્વીકારો.
શતશિખ અગ્નિદેવની પાંખ્ય ઉપર
વિહરો અનન્તતાની કુંજોમાં.
તેજ· ત્હમે તેજભૂમિમાં પધારો,
કિરણની અમોલખ કણિકા ત્હમે
સૂર્યોના સૂર્યરાજમાં વિરામો.
વહ્નિરાજ વાદળમાં ભભૂકે છે,
ભભૂકો પ્રભુવિહારી ત્હમે પણ
વાદળ ફોડી વિભુ વિરાટપદમાં.

એ જ પુનિત શ્રેયસૂપન્થ, વીર !
ત્‍હાં જ મળશે વિશ્વરાજ મહારાજઃ
ભસ્મમાં સ્મશાનની ભૂતપતિ.
અને ચિતા પાછળ સચ્ચિદાનન્દ.
જય જગન્નાથનો, બન્ધુ !
ઘન ભેદી પ્રભારાશિ પ્રગટ્યો છે,
જગતમુખડે પ્રકાશ પ્રફુલ્લ્યો છેઃ
પૃથ્વી અને પ્રભુને
તેજની મણિસાંકળે સાંકળતો
સૂર્યરાજ આંખડીમાં આવી ઉભો છેઃ
વીરરાજ ! અમારાં અશ્રુ એ સૂકવશે.
દેવનાં દુન્દુભી ગાજે છે—
ત્‍હમે પાછું વાળી મા જોશો—
અમારો સંસાર અને ત્‍હેનાં સુખદુઃખ,
ત્‍હેના વિલાસ તથા ત્‍હેના વિલાપો,
હવે ત્‍હમને બાધા કરતા નથીઃ
અમારે વાસ્તે જ તે રહેવા દ્યો.
દેવો ત્‍હમારાં પગલાં વધાવે છે,
દેવાંગનાઓ ઓવારણાં લે છેઃ
સ્વીકારો તે દેવોનું આતિથ્ય,
વીરરાજ ! રમો તે દેવભાવમાં.
એ જ મંગલકારી માર્ગ, ભાઇ !
જય, જગન્નાથનો જય !
ધરો ભડકાનો ભેખ,
અને લઇ લ્યો બ્રહ્મદીક્ષા, બન્ધુ !

ન્હાનાલાલ

## ૯૨

## મહાભિનિષ્ક્રમણ

(દોહરો)

નાથ સમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ;
અર્ધ ઊઠી ત્ય્હાં રાણી એ, તજી પ્રાવરણે દેહ. ૧
કરતલ બે ભાળે ધર્યા, ઉર ઉછળે અવિરામ,
ગરગર અશ્રુ ઢાળતી, સુન્દરી એ ગુણધામ; ૨
સિદ્ધાર્થતણો કર પછી, ચુમ્બ્યો કંઇ ત્રણ વાર,
ત્રીજે ચુમ્બને કરુણરવ, કીધો મૃદુ ઉચ્ચાર. ૩

(હરિગીત)

"નાથ ! જાગો ! નાથ ? જાગો
વાણી દ્યો આશ્વાસની"
"શું છે ? પ્રાણ ? શું ? વ્હાલી ? શું છે ?"
પૂછતો ઉલ્લાસથી. ૪

(ગીતિ)

તદપિ રુવે અવ્યક્ત જ, કંઠે વાણી રહી કાંઇ અટકી;
ડૂમો હૃદય ભરાયો;-અંતે રાણી વદી સુદીન બની. ૫

(દ્રુતવિલમ્બિત.)

"સૂતી હું નાથ ! સુખે મૃદુ નીંદરે;
શિશુ વહું ઉદરે તુજ તે સ્ફુરે;
જીવન, મોદ, અને વળી પ્રેમની,
દ્વિગુણ નાડી વહી હૃદયે રહી: ૬
સુખદ ગાન જ તે તણું હું સુણી,
મધુર નીંદરમાં શમતી ઘણી;
પણ અહો ! કંઈ સ્વપ્ન જ કારમાં
અનુભવી છઈ જાગી હું તો હવાં." ૭

* * *

( અનુષ્ટુપ્ )

વદે સિદ્ધાર્થ—" ઓ મ્હારી મધુરી પદ્મની કળી !
સર્વ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે ત્હેં ફરી ફરી " ૮
રાણી કહે—" સત્ય એ નાથ ! પણ એહ વિરામતાં,
ઘોર વાણી સુણી મ્હેં તોઃ–'આવી એ વેળ' એમ ત્હાં. ૯

* * * *

સુણી એ ઝબકી જાગી, સ્વપ્નનો સાર શો હશે ?
મૃત્યુ પામીશ હું ? કે–તું મુજને છોડીને જશે ?" ૧૦

( ગીતિ )

સન્ધ્યાનું સ્મિત અન્તિમ હેવાં મધુરાં સુહાગી લોચનથી,
રડતી નારી ભણી તે સિદ્ધાર્થ નિહાળીને કરે વિનતી. ૧૧

( ગરબી* )

" ધીરજ ધાર્ય તું પ્રાણ ! મધુરી ! ઓ ધીરજ ધારે;
અવિચલ પ્રેમ છે સ્થાન, સતત આશ્વાસનું ત્હારે.
ધીરજ૦ ૧૨

( સાખી )

ભલે સ્વપ્ન તુજ ભાવિનાં ચિત્ર ચીતરે ગૂઢ,
ને દેવો ડગતા ભલે નિજ આસન આરૂઢ;
તદપિ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૩

વિશ્વ, શકે, ઉદ્ધારનો માર્ગ જાણવા આજ,
તત્પર ઊભું ભેદ કંઈ ગૂઢ સમજવા કાજ;
તદપિ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૪

* લોચનમનનો રે કે ઝગડો લોચન મનનો–એ ચાલ.

દશા આપણી પલટીને ભલે તજે નિજ સ્થાન,
સત્ય વદું છ, યશોધરા હૃતી ને છે મુજ પ્રાણ;—
હૃદય એ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૫

દુઃખિત જગ ઉદ્ધારવા અવિરત કરતો ધ્યાન,
નિર્મિત સમયજ આવતાં, ભાવિ નિશ્ચય ફળશે મહાન;
વ્હાલી ! ઓ ધૈર્ય તું ધારે;
ધીરજ૦ ૧૬

* * * * *
* * * *

( અનુષ્ટુપ્. )

રોતી રોતી પડી નિદ્રા—મહિં તો ય નિસાસથી
ઊછળે ઉર, જાણે એ સ્વપ્નવાણી પ્રકાસતી;—
" વેળા એ ! આવી વેળા એ ! ૧૭

( વિષમ હરિગીત. )

એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમમાંહિ નિહાળતો,
ને, જો ! શશી તહિં કર્ક રાશિમાં રહ્યો છ વિરાજતો,
ને ગ્રહો ચિરકાળ પૂર્વે ભાખિયા ક્રમમાં ઊભા,
વદતા જ:—" આવી રજનિ એ ! ઉદ્ધારવા જન જે ડૂબ્યા; ૧૮

માર્ગ વર્ય તું પુણ્યનો કે જગતકેરી વિભૂતિનો,
આ ક્ષણ જ નિર્ણય કઠિન કર્ય સુખદુઃખકેરી પ્રસૂતિનો;
રાજનો અધિરાજ બનીને આણ નિજ વર્તાવવા,
કે મુકુટગૃહ વિણ શૂન્ય ભટકી જગતને જ બચાવવા." ૧૯

( વલણ )

વિશ્વ તારવા કાજ આ આવી પળ અણમૂલ,
જોઇને સિદ્ધાર્થ એ સ્વગત વદે કંઈ ગૂઢ રે. ૨૦

( દ્રુતવિલંબિત )

" પળ અમોલ જ આવી હવે પળું !
જગત ઉદ્ધરવા વ્રત આકરું
અધર આ સુકુમાર જ પ્રેરતા,
મધુર નીંદરમાં સૂતી એ પ્રિયા ! ૨૧
વિષમ એ વ્રત આપણ યુગ્મને,
ફરી વિયુક્ત વિશેષ રહું બને;
ગગનમૌન વિશે ઝળકી રહ્યું,
નિરખું નિર્મિત શાસન ઊજળું. ૨૨

* * * *

( ગરબી + )

મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે,
દુઃખ દૂખ્યા એ જગજન ! આ હું આવ્યો રે; ૨૩
તમકાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે,
રાજમન્દિર સુખમય સાજ, રજનિદિન સુખનાં રે; ૨૪

( સાખી )

તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક,
રાણી મધુરી ! તે તજું હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ. ૨૫

( મૂળ ચાલ )

તોય ત્હારો પણ ઉદ્ધાર થશે જગ સંગે રે,
અને તુજ ઉદરે આ વાર સ્ફુરે જે **ઉમંગે** રે ૨૬

+ " જમુનાજળ ભરવું મ્હારે કુંવર કન્હૈયા રે "- એ ચાલ.

મુજ શિશુ અંકુર એ આપણા પ્રેમનો ગૂઢો રે,
શોભું આશિષ દેવા હેને, ડગું રખે હું તો રે; ૨૭
ઉદ્ધરીશ હું એ પણ બાળ; અરે સહુ શોભો રે,
પત્ની ! પુત્ર ! પિતા ! ક્ષણવાર, અને જગ લોકો રે ! ૨૮
આ અવસર કેરું દુઃખ સહો મુજ સંગે રે,
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગે રે. ૨૯
કર્યો નિશ્ચય દૃઢ આ વાર, હવે હું ચાલું રે
નવ પાછો ફરું કો કાળ, અચળ પથ ઝાલું રે. ૩૦

(સાખી)

શોધું સત્ય અતિ ગૂઢ તે મળતાં લગી ફરું નાહિં.
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઈ." ૩૧

(ચોપાઈ ત્રણ તાલની)

કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ.
કાંઈ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદનપર ઘેલાં ૩૨
હજી અશ્રુથી ભીનું વદન, લેવા છેલ્લી વદાયનું મન,
કીધી પ્રદક્ષિણા ત્રણ વાર, શય્યાકેરી ધરી ભક્તિભાર; ૩૩
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણીઃ—
"ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાહિં." ૩૪
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર ૩૫
અન્તે બળ કરી છૂટયો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી:
ચાલ્યો,શ્યામ રજનિમાં ચાલ્યો,માર્ગે જ્યોતિ અનુપનો ઝાલ્યો. ૩૬

નરસિંહરાવ



# ટિપ્પણ

## ૩

'અઝાન' અરબી છે; ફારસી રૂપ બાંગ છે. દરેક મસ્જિદમાં નમાઝ પ્હેલાં, નમાઝનો વખત થયો છે અને નમાઝ પઢવા આવો એમ જણાવવા, જે શબ્દો મ્હોટે અવાજે બોલવામાં આવે છે, તે. આ કોરાનના અરબી શ્લોક ઉપરથી કરેલું ભાષાન્તર છે.

૧. પરમ+ઈશ = સૌથી મોટા ઈશ્વર. મૂળ 'અકબર' એ 'કબીર' ( = મહાન્ ) નું સર્વસાપેક્ષ તુલનાત્મક રૂપ છે. અઝાનની શરૂઆતમાં આ ઉદ્‌ગાર ચાર વખત બોલવામાં આવે છે, અને અઝાનની આખરે ફરી વખત બોલાય છે.

૨. ૪. આ કડીઓ ઇસ્લામનો "કલમો" છે–પાયો છેઃ એ જ ઇસ્લામ છે.

મહમૂદ–શુદ્ધ અરબી ઉચ્ચાર 'મોહમ્મદ' અને 'મહમૂદ' છે. તેનો અર્થ 'જેનાં વખાણ થયાં છે ત્હેવો' એમ થાય છે, મહમૂદને બદલે 'અહ્‌મદ' પણ ઘણી વખત કુરાને શરીફમાં વપરાયલો છે. બેઉનો અર્થ એક જ છે. મૂળ ધાતુ–'હમ્દ' = વખાણ કર્યાં–બેઉમાં સામાન્ય છે. 'મહમદ' 'મહમ્મદ' 'મહંમદ' વગેરે રૂપ અપભ્રંશ છે.

૪. રસૂલ = ( ઇશ્વરનો ) સંદેશો લાવનાર.

૮. આ કડી માત્ર સ્હવારના ( 'ફજર'ની ) નમાઝની અઝાનમાં પઢાય છે. સ્હવારની નમાઝ પરોઢ ફાટયા પછી અને સૂર્યોદય પહેલાં પઢવી જોઇએ.

૯. બાંગી કડી ૬–૭ પોકારે ત્યારે સાંભળનારે, ત્હેના જવાબમાં કડી ૯ કહેવાની છે. બાકીની બીજી કડીઓ બાંગીના બોલ્યા પછી સાંભળનારે મનમાં ધીરેથી બોલવાની છે. અઝાન સંભળાય કે તરત જ કામકાજ છોડી દઇ, અઝાન પૂરી થાય ત્યાં સુધી ત્હેમાં ચિત્ત લગાડવું જોઈએ.

કાવ્ય ઉપર કર્ત્તાએ આપેલી ટીપ ઉપરથી

૧૨

૧-અન્વયઃ-(જ્હાં) વનમાં સુંદર આમ્ર આદિક સુતરુ ઊગે છે; (જે) જ્ઞાનમાં, બળમાં, વસુ (દ્રવ્ય સંપત્તિ) માં રાગવાદ્ય (સંગીત કળા) માં, વિખ્યાત છે; જ્યાં દેવાંગના સરખી અંગનાઓ હતિ; આવો (એવો) શૈલ (પર્વત) અને પ્રવાહ (નદીએ) થી પૂર (ભરેલો) ભારત વર્ષ છે.

**ભારત—ભરતનો, ભરતથી** નામ પામેલો;

વર્ષઃ દેશ.

૨-પૂર્વ અને પશ્ચિમ ઘાટ તે બે હાથ અને કિલ્લા તે મૂઠી; ત્હેમાંથી તૂટી પડેલા મરેઠા તે અંગારા. જાદુગરના હાથમાંથી ખરતા અંગારાનું રૂપક તીવ્ર મરેઠાને સુયુક્ત છે.

તે શરતથી=તે (જાદુગરના કરમાં બેઠેલા અંગારા) ની શરતથી, ત્હેની મિસાલે; તે પ્રમાણે.

પૂર્વઘાટ ઉપરથી મરેઠા ઉતર્યા એ વાતને ઇતિહાસનો પૂરાવો જણાતો નથી.

૩—૪—આ બેનું યુગ્મક છે.

ટૂંકામાં, પણ સરસ રીતે, આ બે શ્લોકમાં નલ દમયંતીના વૃત્તાંતનાં મુખ્ય પ્રકરણ તરફ સૂચના કરેલી છે. એ વૃત્તાન્ત સર્વ આર્ય બાળકને પણ મુખોદ્‌ગત હોવો જોઇએ.

દમયન્તીનામીઃ દમયન્તી નામની.

આમ અર્થ કવિનો જણાય છે. પણ એ સમાસ જરા દૂષણ-યુક્ત લાગે છે.

અર્ધાર્ધ વસ્ત્ર—કલિએ માયા રૂપ બનાવેલા હંસોએ નલનું એકનું એક વસ્ત્ર લઇ લીધા પછી દમયન્તીનું એકજ વસ્ત્ર બે જણે (પતિ પત્નીએ) બેગું પ્હેર્યું તેથી અર્ધું અર્ધું વસ્ત્ર લાવ્યા એમ કહ્યું છે.

હંસે હસાવી—**દમયન્તીને નલ** સાથે પરણાવીને હંસે હેને હસાવી. અર્ધાર્ધ વસ્ત્ર-અર્ધાર્ધ વસ્ત્ર વાળી દમયન્તીને વનમાં નલરાય લાવ્યા.

૫–૬ આ બેનું પણ યુગ્મક છે.

૫. યુધમાં સ્થિર–યુધિષ્ઠિર. એ નામના અવયવે જ યુધિ=યુધમાં, સ્થિર, એ છે. ધર્મયોગી ધર્મનો યોગ રાખનાર. પ્રથમ ચરણ તે યુધિષ્ઠિરનું વિશેષણ છે.

બીજું ચરણ ભીમનું વિશેષણ છે. મારુત સુત–પવનનો પુત્ર. મત્ત અને ભોગી ( ખાનપાનનો શોકીન )

નર=અર્જુન. ભારત સૂર્ય=ભારત–વર્ષનો સૂર્ય અગ્નિ–સ્વરૂપ અગ્નિ જેવો પ્રતાપી માટે.

નકુલ વરણાગીમાં ( શરીર શોભા સંભાળવામાં ) પ્રખ્યાત હતો. બંધુ ભવિષ્ય જોતો=સહદેવ

૬—પૂર્વાર્ધ—

પાંડુના પુત્રોનો વનવાસ અને ત્યહાં વિહાર શોભ્યો હતો. જે પાંડવોનું સૌન્દર્ય, જેમ દુર્મતિ ( દુર્યોધન ) લોભ્યો ( ઇચ્છતો હતો ) તેમ, દમ્યું હતું; વનવાસથી ક્ષીણ થયું હતું.

ઉત્તરાર્ધ—અન્વય; દિવાકર જેવા શૌર્ય ( પ્રતાપ ) ની તૃષ્ણા રાખીને વરી અને ( તે વરેલા પતિ સાથે ) વનમાં ફરી, હેવી માધવી ( વસન્ત લક્ષ્મી ) સમ ( જેવી ) જે ભારત વર્ષમાં એક કૃષ્ણા હતી.

ભારત વર્ષમાં હેવી એક કૃષ્ણા હતી; કૃષ્ણા ( દ્રૌપદી ) પ્રખ્યાત છતાં ‘ એક ’ કૃષ્ણા હતી એમ ‘ એક ’ એ વિશેષણ લગાડી સુંદર કવિત્વચાતુર્ય વાપર્યું છે. “ એક ” એમ કહેવાથી દ્રૌપદીને કાંઈ અજ્ઞાત ગણી નથી; પણ ઉલટી એક જૂદાજ પ્રકારે જાણે વધારે જ પ્રખ્યાત બનાવી છે.

૭–૮ અન્વય–વનવને ન્હાની નદીઓ, પ્રતિજાતિ છોડે ( દરેક જાત્યના છોડ ઉપર ) રંગીન પંખિયો,–જ્યહાં છે ( હતાં ); કુસુમે ( ફુલવડે ) તરુવૃન્દ ( જ્યહાં ) મોડે ( મોડાય છે–તૂટે છે,–ભારથી દબે છે ); ( જેની ) ત્રણે દિશાએ મરુત (થી) સુગન્ધિ સમુદ્ર ગાજે

છે— હાવી સર્વ પ્રકારે પરિપૂર્ણ સંધિ વિલોકીને;- (તેમજ જ્યહાં) પાષાણ રત્નની ખાણો છે; શાં શાં વખાણ (હેનાં)થાય ?–સૂને રૂપે જ્યહાં ભૂમિ અધિક ઓપે છે; લોકો (જે'ને વિશે) અંતર્વિકલ્પ કરી (અંતરમાં વિચાર કરીને) ન અલ્પ–ઘણું–બોલે (વખાણ કરે છે) –તે એ કે–પૃથ્વી તણો સુભગ બાગ છે એમ તોલે છે–(સરખાવે છે.)

૯ અન્વયઃ—જ્યહાં (જે ભારત વર્ષમાં) અભ્ર (અભ્રે–મેઘે) આવીને, નભમાં બહુ વેશ ધરીને (જૂદા જૂદા આકાર ધારણ કરીને) વારિ (જળ) વર્સાવીને, ફરી ફરીને શાન્તિ કરીને, ઘોષ ગર્જાવીને, જ્યોત (વીજળી) કરીને, તે જ્યહાં ત્યહાં (ઠેરઠેર) પ્રકાશીને (પ્રગટાવીને)– જેવાં (જાણે) ઉદાર જીવથી, જનચિત્ત શાન્ત્યાં (શાન્ત કર્યાં) --છે, વર્ષાકાળ તે સતત ઋતુ તરીકે ભારતભૂમિનો જ વિશેષ છે.

'જાણે'ના અર્થમાં "જેવાં" એ શબ્દ વિશેષ રીતે વપરાયો છે.

૧૦ ભરૂચની પૂર્વે નર્મદાના એક બેટમાં આવેલા પ્રસિદ્ધ કબીરવડને અનુલક્ષણ અહિં છે.

અન્વયઃ—જ્યહાં (જે ભારતવર્ષમાં) ગંભીર મૌનથી મહાન્તનું (મહાન્ યોગીનું) વ્રત અનુસરનાર; ગાઢી જટા અને (લોકોને શાન્તિ, વિશ્રામ વગેરે આપવાને લીધે) સફળ હેવું દીર્ઘ આયુષ્ય ધારીને, જે તપ્ત જનને (પોતાની) છાયામાં લોભે (ઉત્સુકતાથી) શમવતો (શાન્તિ આપતો–આપે છે,)–હેવો પ્રૌઢ–ચિન્તનાત્મક (ધ્યાનસ્થ જેવો) વડ નમીને (વડવાઇઓ વડે નમેલો) શોભે છે.

મહાન્ત–મહન્ત–એ ગુજરાતીમાં યોગીઓના ટોળાના મુખ્યને અર્થે વપરાય છે. અહિં મહાયોગીના અર્થમાં છે.

કબીરવડ ઘણોજ ભવ્ય અને વિશાળ છે તે માત્ર જોયાથી જ જણાય એમ છે. મુખ્ય થડમાંથી અનેક વડવાઇયો નીકળી પાછી જમીનમાં દટાઈ તે જ થડરૂપ થઈ વળી ત્હેની વડવાઇયોનાં પણ થડ બની, અનેક ઘટાની પરંપરાથી વિશાળ વિસ્તારમય રચના થયેલી છે.

દંતકથા હેવી છે કે કબીરે દાતણ કરીને નાંખેલી ચીરીમાંથી એ વડ પ્રથમ ઊગ્યો છે. પરંતુ હેનું વય કબીરના સમય કરતાં વધારે જૂનું છે; અને પ્રાચીન ગ્રીક મુસાફરોએ હેને વિશે લખેલું છે એમ કહેવામાં આવે છે.

ભીમરાવે આ વડ જાતે જોયેલો હતો. આ વડ વિશે વિશેષ હકીકત માટે Hunter's Imperial Gazetteer Vol. III. 102 તથા ભરૂચ જીલ્લાનો Bombay Gazetteer નો અંક જુઓ.

કબીરવડને ધ્યાનસ્થ અને ગોગવ્રતસ્થ કલ્પીને ઉત્તમ રૂપક આપ્યું છે.

આ શ્લોકમાં કબીરવડનું સ્પષ્ટ નામગ્રહણ નથી, તેથી જરાક સંદિગ્ધતા રહે છે; અને શાક્યમુનિ (બુદ્ધ)ના સંબન્ધિ બોધિવૃક્ષ વિશે અનુલક્ષણ હશે એમ વખતે કોઇને ભાસ થાય એમ છે. પરંતુ એ વૃક્ષને સર્વથા લાગુ પડે હેવાં વિશેષણ અહિં જણાતાં નથી, અને વિસ્તીર્ણ કબીરવડ જ ઉદ્દિષ્ટ છે એમ લાગે છે.

૧૧. જ્હાં–જે ભારતવર્ષમાં શત્રુ થયા=શત્રુ થયેલા. ધ્વાન્ત= અંધકાર; અહિં શક લોકોના જુલમથી થયેલી અંધાધુંધી. "પ્રચંડ" એ વર્તાવેલા શક–સંવતને લાગૂ પાડતાં જે પરાક્રમથી એ સંવત્ સ્થાપ્યો તે પરાક્રમની પ્રચંડતાનો બોધ કરવાનો ભાવ છે.

ઉગ્રપ્રતાપ–(પોતાના) ઉગ્રપ્રતાપને;–અનંત રવિની કીર્તિ આપી હેનો પ્રતાપ તે રવિના પ્રતાપ જેવો ગણાઈ કીર્તિ પામ્યો.

૧૨. સંધાનનો સુકર–સંધિ (સલાહ) કરવામાં કુશળ. પરાક્રમે તીવ્ર=યુદ્ધાદિકમાં પણ અસહ્ય પરાક્રમવાળો, કૃષ્ણ સંધિમાં કુશળ તેમજ વિગ્રહમાં પરાક્રમી હતા. અથવા 'સંધાન' એટલે નિશાન મારવું.

ચરણ ૨ જું. કંસાદિક દુર્ગુણાવતારને માર્યા માટે દુર્ગુણનો સંહારનાર.

જે ભારતવર્ષમાં પ્રેમાવતાર થઇ (થઇને રહેલો), અને બંધુ વિરોધથી છાયેલો (બીજા યાદવો મદ્ય પીને માંહોમાંહિ કપાઈ મુઆ ત્હેના શોકની છાયાથી ઘેરાયલો) કૃષ્ણ તે સંધાનનો સુકર, પરાક્રમે તીવ્ર, અને દુર્ગુણનો સંહારનાર, તેથી વિષ્ણુરૂપ (વિષ્ણુનો અવતાર) કહીને પુરાણે ગાયો છે.

૧૩ 'પિતૃવ્ય'–નો ખરો અર્થ તો 'કાકો' થાય–પણ અહિં 'પિતરાઇ' ના અર્થમાં ભ્રમથી આ શબ્દ વપરાયો જણાય છે.

પ્રથમ સહસા (વિચાર કર્યા વિના) યુદ્ધમાં (અર્જુન) પડેલો અને પછી દુર્યોધનાદિક બંધુઓનો ઘાત કરવાનો ભય ધારીને (બંધુનો ઘાત કરવો એ પાપ છે એમ ભય ધારીને) વિરાગ આણીને (આ બધાં સગાંને મારીને શું ફળ? શું માત્ર રાજ્યલાભ માટે આમ સગાંનો વધ કરવો? બળ્યું હેવું રાજ્ય!–એમ વિરાગ આણીને) અડી ઉભેલો,–હું તો નહિ યુદ્ધ કરૂં એમ કરીને શસ્ત્રાસ્ત્ર નાંખી દઇ ઊભેલો; તેથી તે અર્જુનને સદ્ધર્મનું ખરૂં તત્ત્વ જણાવીને (આ દુનિયામાં સમત્વ રાખી કર્મ (કર્તવ્ય) તો કરવાં જ જોઇએ એમ ધર્મતત્ત્વ જણાવીને)–કૃષ્ણે–અર્જુન કને ગાણ્ડીવ (અર્જુનના ધનુષનું નામ ગાણ્ડીવ હતું–તે ધનુપ) ના ઘોપ (ટંકાર) ની કૃતિ કારમી–પ્રબળ અને અદ્ભુત પરિણામ કરનારી–કરાવી. અર્થાત્ યુદ્ધમાં અર્જુનને પ્રવૃત્ત કર્યો. 'કૃષ્ણે' એ પદ પૂર્વના શ્લોકમાંથી લેવાની જરૂર જ છે એમ નથી; સહજ સૂચવાય છે ખરૂં.

અર્જુનનો વિરાગ ભગવદ્ગીતાના આરંભમાં સરસ વર્ણવ્યો છે.

૧૪ કાલિદાસનું સર્વોત્તમ નાટક શાકુન્તલ અને ભવભૂતિનું ઉત્તર રામચરિત છે. આ કવિઓ કીર્તિને લીધે અમર થયા.

૧૫. રવિનામધારી–ભાસ્કરાચાર્ય, પ્રખ્યાત જ્યોતિર્વિદ્ 'સિદ્ધાન્ત શિરોમણી' વગેરેનો રચનાર.

બિન્દુમાં ગ્રહ ગણી—અર્થ સ્પષ્ટ જણાતો નથી. પણ ગ્રહને ઠેકાણે બિન્દુઓ મૂકીને ગણતરી કરીને આમ અર્થ હશે.

તે ગણિતની—ખગોળશાસ્ત્રને ઉપયુક્ત ગણિતની.

લીલાવતી–પોતાની પુત્રી લીલાવતી નામની હતી ત્હેનું નામ અમર રાખવા પોતે રચેલા ગણિતશાસ્ત્રના પુસ્તકનું નામ ભાસ્કરાચાર્યે "લીલાવતી" રાખ્યું એમ કહેવાય છે.

"સત્કૃતિમાં"–એટલે ગણિતની સત્કૃતિમાં.

૧૬ અર્થ—જેણે આકાશથી ઉતરીને ગુફાઓ ભેદી અને શિલાતરુ વગેરે છેદ્યાં; અને જે'ને તટે મુનિઓએ ધ્યાન ધર્યાં ( લોભે–મોક્ષાદિક સિદ્ધિને લોભે ), ત્હેવી ભાગીરથી જેવી બીજી કોઇ નદી ( જે ભારતવર્ષમાં ) શોભતી નથી.

૧૭ દાનવનાં દળ–મ્લેચ્છાદિક, પરદેશી હુમલો કરનારી પ્રજાઓ. આમ અર્થ સંભવે છે, પણ તે અર્થ લેતાં પણ ઐતિહાસિક સત્યને વિરોધ આવે છે; કેમકે હિંદુસ્થાન ઉપર હુમલો કરનાર કોઈ પણ રાજા કે લોક હિમાલય ઓળંગીને નથી આવ્યા. પછી હિંદુકૂશ પર્વતને હિમાલયનો દૂરનો અંત ગણે તો બંધ બેસાડાય.

ત્રીજા ચરણમાં 'ઉતારિ' ને ઠેકાણે 'વટાવિ' એમ પાઠાન્તર છે.

## ૧૩

૩. બાર જ્યોતિર્લિંગમાં સોમનાથની ગણના છે.

૫. રૈવતગિરિ—ગિરનાર.

૬. આ કથા ભાગવતમાં છે. લડાઇનો થાક ઉતારવા માટે મુચુકુન્દે પોતાને ઊંઘમાંથી જગાડનાર માણસનો નાશ થાય એવું વરદાન માંગ્યું હતું.

૧ સુગતઃ બુદ્ધદેવ. બૌદ્ધધર્મના ઉપદેશો મગધના રાજા અશોકે ગિરનાર પાસેની એક શિલા ઉપર કોતરાવેલા છે.

૮ દિવ્યૌષધિ–દિવ્ય વનસ્પતિઓ.

૧૩ દયાસુખ સરસ્વતી=દયાનંદ સરસ્વતી.

૧૫

લીટી ૧૫. ગોલોક અને વૈકુંઠ એ વૈષ્ણવોનું ઇષ્ટ સ્થાન છે તેવું જ સ્વામિનારાયણ સંપ્રદાયમાં અક્ષરધામ છે. ગોલોકની કલ્પનામાં શ્રીકૃષ્ણ સાથે અખંડ રાસ મનાયો છે, વૈકુંઠમાં ચતુર્ભુજરૂપે રામચંદ્રની કે વિષ્ણુની સેવા છે; અક્ષરધામમાં દિવ્યકોટી સૂર્યસમાન તેજસ્વી ધામમાં પુરુષોત્તમ ( સહજાનંદ સ્વામી ) દિવ્યસિંહાસન પર બેઠેલા છે અને મુક્તો પ્રેમમગ્ન થઇ એમની ચારેય બાજુએ ભક્તિ કરે છે. આ સ્થૂલ કલ્પના છે. જ્ઞાનમાર્ગે અક્ષર એ બ્રહ્મનો પર્યાય શબ્દ છે. સર્વવ્યાપક સચ્ચિદાનન્દ તત્ત્વ એ અક્ષર; એ જીવનું સત્ય સ્વરૂપ; એ સ્વરૂપની નિષ્ઠા તે અક્ષરધામની પ્રાપ્તિ.

લીટી ૭૯. પંચ વર્તમાન, દારૂ માંસ ચોરી વ્યભિચાર અને વટલાવું એટલાથી દૂર રહેવું એ પંચ વર્તમાનના સ્થૂલ નિયમો ગણાય છે, અને નિષ્કામ, નિર્લોભ, નિઃસ્વાદ, નિર્માન અને નિર્મોહ એ સૂક્ષ્મ પંચ વર્તમાન કહેવાય છે.

લીટી ૮૧ Mystics ( મિસ્ટિકસ ) ઑલિયા.

લીટી ૯૫ અફલાતુન. ગ્રીક ફિલસુફ પ્લેટો ( Plato )

૧૯

કડી. ૧. એક સરખો=ઢળતો નહીં પણ ટટાર સીધો.
શોક હરતો=હાર્યો જોદ્ધો પોતાનો શોક કરતો હોય તેવો કબીરવડ છે. અથવા, કબીરવડ, જોનારનો શોક હરે છે.

કડી. ૨. સત્સંગે=એવું કહેવાય કે–કબીર ફરતો ફરતો એ ઠેકાણે આવ્યો અને પછી તેણે વડનાં મુળિયાનું દાતણ કીધું ને પછી ઓલ ઉતારી ફેંક્યું તે મુળિયામાંથી આવડો મોટો વડ થયો છે. કારણ ગમે તે હો તોપણ એટલું ખરું ભાસે છે કે કબીરે થોડા દહાડા પોતાની બેઠક અહીં રાખી હશે ને એ ઉપરથી લોકોએ નામ પાડયું હશે,
પ્રજાની વૃદ્ધિએ=એક વડમાંથી ઘણી વડવાઇઓ થઇ છે.

કડી. ૬. મિત=જોઇએ તેટલો; માફકસર.

કડી. ૮. સુખ=એ સુખ કરમના હીણાથી ન લેવાય.

૨૦

કડી ૩. કુમારી સરિતા—સરસ્વતી નદી સમુદ્રને ન મળવાથી કુમારી ગણાય છે. પાટણ ને એ તરફ એ નદીને 'કુમારકા' નામથી લોકો ઓળખે છે.

આ નદી વાંકી ચૂકી વ્હેતી જાય છે તે ઉપરથી 'ન્હાસે પાસે ધસે' ઇત્યાદિ કલ્પના કરી છે.

પુરાણકાળના પાટણનો વિનાશ અને સરસ્વતીની પૂર્વવત્ કાયમ સ્થિતિ એ બેનો વિરોધ જોઇને ઈશ્વરકરુણા નદીરૂપે વહીને પાટણને આશ્વાસન દે છે એમ કલ્પના કડી ૩, ૪, ૫ માં કરી છે.

કુસુમમાળા ( ટીકા ) માંથી

૨૫

૩. ફરફરે—ઝીણાં જળનાં ઉડતાં બિંદુ–કણો.

૨૮

૧. દ્યૌદેવી=આકાશ.

૨. પાદ=કિરણ અને ચરણ, પગ.

૮. ૯, ૧૦ માં 'નાગો વરસાદ' ચાંદનીમાં પડતો વર્ણવ્યો છે.

૧૭. તે ઉછંગે–ત્હેને ( દ્યૌ દેવીને ) ઉછંગે.

૩૦. તૃણતૃણ–તૃણે તૃણે

ધારી—નો કર્તા—'ભૂમિ'; કર્મ—'વર્ષા બિન્દુ'.

મરકતથાળ—લીલા પાનાની બનાવેલી થાળ; લીલાં તરણાંવાળી ભૂમિ તે જ પાનાની થાળ.

મોતીડાં—વર્ષા બિન્દુ તે જ.

૨૨. હૃદયમાં આનન્દનો ભાવ રમી રહેલો તે જ હઇડાનો ગુંજાર.

કુસુમમાળા ( ટીકા )માંથી

૩૩

આ કાવ્યમાં ચંદા બોલતી કલ્પી છે. અંગ્રેજ કવિ શેલિના ‘Cloud’ ( મેઘ ) નામના કાવ્યની આ નકલ છે.

૧ કર = ૧. કિરણ ૨. હાથ.

૩. રૂપાનાં ફૂલડાં–તારા.

૫. રૂપા અને હીરાની ગેંદો—તારા. આ કડીમાં ચંદાનું તારામાં થઇને સંક્રમણ બતાવ્યું છે.

૭. નાવડું—અર્ધચન્દ્ર.

૧૫. એક પર્વતરાજ—હિમાલય.

૧૯. દર્પણો—બરફવાળાં શિખરો તે જ.

૨૧. જ્યહાં વ્યોમ પૃથ્વી ચુમ્બતાં—ક્ષિતિજમાં.

૨૨. આ વ્હાલસોહી દીકરી–હું ( ચંદા ).

૨૩. મુકુર–ચાટલાં, દર્પણ:–સરોવર, નદી, વગેરે જલાશય તે જ.

૨૬. તારલો–શુક્રનો તારો તે જ તારો ( ચ્હોડેલો ).

કુસુમમાળા ( ટીકામાંથી )

૪૧

૪ જુઓ ગીતા, અધ્યાય ૯ ( ૧૨–૧૩ ), અને ૧૫ ( આખો ) ૨૦ કુદરત નાથી• ઢોર નાથીએ છીએ તેમ કુદરતની શક્તિઓને નાથી તેમની પાસે શુભ મિત્ર કૃત્યો કરાવો.

ભણકાર ટીપ્પણમાંથી

૪૩

૩. પાસ તેડતાં—તેવાં તો મનોહર કે ત્હાં જવાનું મન થાય. પોતાની પાસે તેડે.

૬. ઝોક–ગાયને પાદરે જહાં ભરવાડો પોતાનાં બકરાં ઘેટાં રાખે તે ઠેકાણું.

૭. ટકારમું—ઓરપાડ તાલુકાનું એક ગામ છે.

નભુલાલ કવિ જે ટકારમામાં રહેતા, તેને મળવાને હું મારા કારકુન નરભેરામના કહેવાથી ગયો હતા.

૫૬

રત્નાગિરિ જિલ્લાની ઉત્તરની હદ સાવિત્રી નદીની છે. હેના મુખ આગળ ઠેઠ સમુદ્ર કિનારે બાનકોટને કિલ્લો–પર્વત ઉપર–તથા ગામ છે. અંગ્રેજ અમલ શરૂ થતાં ત્ય્હાં લશ્કર રહેતું હતું. ત્ય્હાં કબરસ્તાનમાં એક કબર ઉપર નીચે પ્રમાણે લેખ છેઃ—

'Here lie the remains of Mary Sophia Marcia, aged 26 and Ellen Harriet, aged 32 days the beloved wife and daughter of Arthur Malet of the Bombay Civil Service. They, with thirteen boatmen and attendents were drowned on the bar of the river on the night of the 6th December 1853."

આ નદીના મુળમાંને bar–દાંડો–જરાક વિષમ છે; સમુદ્રનું વ્હેણ અને નદીનું વ્હેણ બે સ્હામસ્હામાં મળી વિષમ તરંગો થાય છે.

આ કરુણ વૃત્તાન્ત ઉપર આ કાવ્યની રચના છે; હેમાં નાયિકા નવી જન્મેલી પુત્રીને લઇને પતિ કને આવતી હતી; એ તો ઉઘાડી રીતે ખરી વાત છે; પણ પતિ કિલ્લામાં હતો અને સમય સૂર્યાસ્ત પછી તરતનો હતો, વગેરે કેટલાક ભાગ તથા બધાં વચન કલ્પિત છે, એ કહેવાની જરૂર નહિ પડે.

૧. હોડી ડૂબી તે પહેલાં થોડી વાર શુક્ર જણાતો હતો; ડૂબી પછી એ પણ તુરત અસ્ત પામ્યો.

'રવિનાથ' એ 'જોતી રહી'નું કર્મ છે.

સન્ધ્યા, શુક્રતારાકણી, અને રવિનાથ (પતિ રવિ)–એ ત્રણ દ્વારા આ વાર્તાની નાયિકા હેની બાળકી, અને હેનો પતિ (કિલ્લામાં અદૃશ્ય રહેલો) ધ્વનિત થાય છે.

૨. સન્ધ્યાની વર્તમાન સુખમાં સંલગ્નતા, સમીપના ભાવિ–અનુંભવવાનાં સુખો–નાં ગાન સાંભળવામાં નિમગ્નતા, અને તેથી પાર રહેલું લયકાળનું ચિત્ર તે તરફ અલક્ષ;–આ સર્વ વાર્તા નાયિકાની સ્થિતિનાં ધ્વનન કરે છે; પોતાની બાળકી તરફ પ્રેમમાં તલ્લીન, તરત જ પતિને મળવાની આશાગાં ઉલ્લાસ ભરેલી, અને તે પછી ડૂબવાનો અકસ્માત થવાનો છે તે ભાવિથી અજાણી આ નાયિકા હતી.

ભાવિ તે સમીપનું આ જીવનનું ભાવિ. લયકાળનું ચિત્ર તે દૂરનું ભાવિ.

૬. હવે ખલાસીઓને સંબોધવું મૂકી દઇને પોતાની બાળકી ભણી વળીને સ્વગત બોલે છે.—

' લાડકી મુજ ' ઇત્યાદિ.

એક માસની છતાં અગણ્ય દિવસની લાગવાનું કારણ ગાઢ પ્રેમ અને સતત લાલન.

૭–૧૫. આ બાળકીને સંબોધીને વચન છે પરંતુ માંહિ માંહિ ( ૯, ૧૧, ૧૪, ૧૫ ) સ્વગત વચન તેમજ બાળકીને સંબોધીને એમ મિશ્રરૂપ છે.

૮. પ્હેલ પ્હેલી જ ત્હને ત્હારા પિતા જોશે તેથી તેના ચિહ્નરૂપ ચુમ્બનો તને કરશે. ' આંકતા ' ( =૦નું ચિહ્ન પાડનારાં ) એ 'ચુમ્બનો' નું વિશેષણ છે.

૧૦ પતિ પત્નીનાં હૃદયોને સાંધનારી પ્રેમ સાંકળીને વધારે દૃઢ કરીને બીડનારી કડી–સુવર્ણની કડી ( કીમતી ) એ બાળકી હતી; એમ તાત્પર્ય છે.

૧૧. પવનમાં ફરફરતો રૂમાલ અને પ્રેમોલ્લાસાદિક ભાવમાં થરથરતું હૃદય એ ઉપમાનોપમેય છે, કારણ–કાર્યનો સંબંધ છતાં. પવન તેમજ ઉલ્લાસાદિક ભાવ વ્યંગ્ય છે, સ્પષ્ટ શબ્દમાં દર્શાવ્યા નથી.

૧૨. એ અમી–ત્હારૂં કાલું કૂજન.

૧૩. બાળકીનાં મીઠાં કૂજનને લીધે જ આ લોકમાં સ્વર્ગનું તેજ ઝળક્યા જેવો આનન્દ થાય એમ ભાવ છે.

૧૪. માતાઓ વ્હાલના ઉભરામાં અણુસમઝણું બાળકને પોતે જ સમઝે હેવી વસ્તુઓ બતાવી તેમાં આનન્દ મેળવતાં કલ્પે છે એ સુપરિચિત છે.

૧૫. 'બૂઠી' એ શબ્દ આગામી સૂચક છે.

૧૭. નાવ ઝડપથી ડૂબે છે ત્હેને પ્રતિરૂપ ભુજંગી છન્દની ત્વરિત પદગતિ છે.

૧૮. સિન્ધુના ઉદરમાં સન્ધ્યા અને શુક્ર લીન થયાં અને આમ આ વાર્તાનાયિકા અને હેની બાળકી પણ સિન્ધુમાં ડૂબી ગયાં એમ વ્યઞ્જના દ્વારા બે ચિત્રોનાં પ્રતિબિમ્બ સૂચવાય છે.

આ કરુણ બનાવનું ગૂઢ ધ્વનન કરતાં ગાન સિન્ધુએ ગાયાં એમ ધ્વનિત અર્થ છે.

નૂપુરઝંકાર (ટીકા) માંથી

૭૦

ટોમસ મૂરના " Oh ! blame not the bard " એ નામના કાવ્યની પ્રથમ બે કડીઓનો આ ભાવાર્થ છે. અસલ અંગ્રેજી કવિતા 1001 Gems of English Poetryમાં આપેલી છે.

૭૫

કવિવર રવીન્દ્રનાથ ટાગોરના એક કાવ્યનો આ અનુવાદ છે.

૮૨

૧. ધરની, અને આગળ ત્યજની, ધર ને, ત્યજ ને; આવા પ્રયોગોમાં ભરૂચ સુરતમાં ને નો ની બોલાય છે, જે ઘણું ખરૂં લઘુ બોલાય છે; તથા જે શબ્દ જોડે તે આવે છે તેના અંત્ય કે ઉપાંત્ય સ્વરે ભાર થડક ( સ્ટ્રેસ–એકસન્ટ ) પડે છે.

૨. વમળ. આંતર તોફાનનાં, જુની પ્રકૃતિ ફેરવી નવી ઉપજાવવા જતાં દરેકને અનુભવવાં પડે છે તે. વામ, તરી ઉતર.

૩. મામ, હુંપદ, અહંકારનો મદ. વિતથ, ખોટી.

૪. સતત જ્યોતિ, કર્તવ્ય ખરેખર દીઠું હોય ને માણસ મુશ્કેલી-ઓનાં આવાં વધારી વધારીને દર્શન કરી કરીને પાછો હઠે ખરો કે ?

**ભણકાર ટીકા**

૮૩

**એડગર ઍલન પો** નામના અમેરિકન કવિના "The Raven" નામના કાવ્યની કલ્પનાને આધારે આ કાવ્ય રચાયું છે. આ કાવ્ય રચાતી વખતે **પો** ના કાવ્યના સંસ્કાર અત્યન્ત ઝાંખા હતા.

કવિના હૃદયમાં જ રહેલા "કદી નહિ" નો ભાવ–આત્મસ્થિત ભાવ–કવિત્વકલાના કીમિયાથી બાહ્યવર્તી ઘુવડ પક્ષીનું મૂર્તરૂપ લઇ બાહ્ય જગત્‌ના પડદા પર છવાયો છે.

૧. કુહર=ગુફા;
રજનિકુહર=રાત્રિનો અંધકારના ઊંડાણવાળો આકાર; અંધકારવાળું આકાશનું ઊંડાણ.
અંધકારમાં તરતા તારાઓ તે જાણે ભુતાવળ હોય એમ કલ્પના છે.

૯. પરું=જુદું; દૂર.

૧૨. તન્ત્રી=તાર. હૃદયરૂપી વાદ્યનો તાર.
મુજવીણા—મારા હૃદયરૂપી વીણા.

૧૩. ઘૂક = ઘુવડ. સં **घूकः-घूक्कक:, प्रा. घूअडो**, ગુજ. ઘુવડ.
તાનભંગ—વિચારના, મનના, તાનમાં, સ્વરમાળામાં, ભંગ.
તાનલક્ષ્ય—વિચાર રૂપી સ્વરના તાનનું લક્ષ્ય.

૧૫. વિક્રમ–આશમાં—પરાક્રમની આશામાં.

૧૮. ભાવાર્થ—મનમાં સારાં કર્મો કરવાના ઇરાદા રાખ્યા, પણ ત્હેને કૃતિમાં ઉતારાયા નહિ.

સારા અનુકૂળ પ્રસંગો, સત્કાર્ય વગેરે કરવાના પ્રસંગો, લાગ, આવીને છટકી ગયા, સર્યા.

૧૯. પ્રશ્ન ઊંડો સુણું—કવિ પોતે જ પ્રશ્ન પૂછે છે એમ નથી, પરંતુ પોતાના હૃદયમાં ખરું જોતાં ઉત્પન્ન થતા પ્રશ્નો કોઇક હૃદયની બ્હાર રહેલું અજ્ઞાત, અદૃષ્ટ, સત્ત્વ પૂછે છે એમ ધ્વનિ છે; તેથી 'પ્રશ્ન સુણું' કહે છે.

૨૦ પૂષા—સૂર્ય. સૂર્ય અને ઉષાની વૈદિક કથા સુપ્રસિદ્ધ છે. સૂર્ય ભેટવા જતાં ઉષા તેના આશ્લેષમાંથી છટકી જાય છે; આ કલ્પના સૃષ્ટિના બનાવનું રૂપક રૂપે પ્રતિબિમ્બ જ છે.

"ભુજયુગલ લેશે કદી સતી?"—ને પૂષા એ સતીને (પવિત્ર ઉષાને) કદી પોતાના ભુજમાં લેઇ સકશે?

૨૨. નિર્દોષ યુવતી, સ્મિતમય જીવનના ઉંબરામાં રમતી, પાપના દંશથી આત્મવિનાશ પામે–તે કદી પાછી જીવનમાં પ્રફુલ્લ થઇને જશે?—આ પ્રશ્ન પણ વ્યંજિત છે.

## ૮૪

"ધુવડ" માં જેમ "કદીં નહિં" ના દુઃખમય સુરો વડે ભાવ-ગીત રચાયું છે, તેમ આ કાવ્યમાં ઉલ્લાસમય આશા—ભાવિકાળની આશા–ના રણકાર છે.

૧. "ક્હીં ઉષા કંઇ કેશ સમારતી"–ઉષાનાં તેજસ્વી કિરણો રચાય તે ઉષાનું કેશ સમારવું.

શુક્ર અને ચન્દ્રકલા–પાસે પાસે જણાતાં હતાં, તેથી એના લગ્નની કલ્પના અહિં કરી છે.

૫.
૭. } પરભૃત–પરભૃતા–એમ સમજવું

નૂપુરઝંકાર (ટીકા) માંથી.

૯૨

એડ્વિન આર્નોલ્ડ કૃત "Light of Asia" માંથી એક પ્રસંગનું આ ભાષાન્તર છે.

બુદ્ધ ચરિતનો પૂર્વ વૃત્તાન્ત–સિદ્ધાર્થ જગતના ઉદ્ધારનો માર્ગ શોધવા માટે રાજમન્દિર, પત્ની, ભાવિ પુત્ર–સર્વનો ત્યાગ કરીને ચાલ્યો તે રાત્રિનો વૃત્તાન્ત–આ કાવ્યમાં છે.

મહાભિનિષ્ક્રમણ–મ્હોટું ત્યાગ કરીને ચાલ્યા જવું. પ્રયાણ.

૧. પ્રાવરણ = હોડેલું વસ્ત્ર.

૫. અવ્યક્ત–સ્પષ્ટ ના સંભળાય એમ.

૬. તુજ–'શિશુ' જોડે સંબન્ધ લેવો; તુજ શિશુ.

જીવન—પોતાના સુસ્થિત આરોગ્યવાળા શરીરમાં વ્હેતું જીવનનું સ્રોત; તેમજ ઉદરસ્થ શિશુનું નવું ધબકેલું જીવન; તેમજ તેથી થતો મોદ = આનંદ, અને પ્રેમ એ સર્વેની દ્વિગુણ (બેવડી) નાડી એટલા જ માટે, બંને માતા તથા શિશુ બંનેની નાડી.

૭ અને ૮ ની વચ્ચે ટાળેલા ભાગમાં યશોધરા પોતાને આવેલાં બે સ્વપ્નાંનું વર્ણન કરે છે.

૯ "આવી એ વેળ"–સિદ્ધાર્થને ત્યાગી થઇ નીકળવાની વેળ,–એ ગૂઢ અર્થ.

૯. અને ૧૦ ની વચ્ચેના ટાળેલા ભાગમાં ત્રીજા સ્વપ્નાનું વર્ણન યશોધરા કરે છે. એ સ્વપ્નાને અંતે બીજી વાર "આવી એ વેળ" એ પુકાર સંભળાયો તે સાથે યશોધરા "સુણી એ ઝબકી જાગી."

૧૨ અવિચલ પ્રેમ–મ્હારો ત્હારા ઉપરનો અચલ પ્રેમ.

૧૩ તુજ સ્વપ્ન ભાવિનાં ગૂઢ ચિત્ર ભલે ચીતરે–એમ અન્વય છે.

૧૪. શકે–જાણે કે. સં. **शङ्के** (હું તર્ક કરું છું) ઉપરથી. પ્રેમાનન્દની કવિતામાં ' શકે ' વપરાયો છે.

૧૬. મહાન ભાવિ ફળશે–સિદ્ધાર્થને બુદ્ધ થવા ચાલી જવાનું ભાવિ.

આ પછીના ટાળી દીધેલા ભાગમાં સિદ્ધાર્થનાં આશ્વાસન વચનો ચાલૂ રહેલાં બહુ છે.

૧૮ અમુક ગ્રહોની સ્થિતિનો યોગ આવશે ત્યારે ગૌતમ સિદ્ધાર્થ બુદ્ધ બનવા પ્રયાણ કરશે એમ લાંબા કાળ પૂર્વે ભવિષ્ય કહેવાયલું હતું–એ બૌદ્ધ ભક્તની માન્યતા અહિં મૂકી છે.

૧૯ 'સુખ દુઃખ કેરી પ્રસૂતિનો'—સુખની પ્રસૂતિનો (સુખ જેથી ઊપજે—બાહ્ય સુખ–તે વસ્તુનો ), અથવા તો દુઃખની પ્રસૂતિનો ( બાહ્ય દુઃખ પ્રસવે તે વસ્તુનો ) આ ક્ષણે તું નિર્ણય કર્ય; આ વાક્યનો આમ પણ અર્થ થાય; કિયો માર્ગ આદર્યાથી સુખ થશે ( ખરું અથવા ખોટું સુખ થશે ) અને કિયો સેવ્યાથી દુઃખ થશે ( ખરું અથવા ખોટું દુઃખ થશે ) તે.

વર્તાવવા, બચાવવા;—હેનો સંબંધ ' માર્ગ વર્ય ' એ પ્રથમ ચરણમાંના વાક્ય જોડે લેવાનો છે.

આ ભાગ પછી પાંચ પંક્તિઓ ટાળી છે.

૨૧. આ (ત્હારા)સુકુમાર અધર (=અધર તથા ઓષ્ઠ) જગત ઉદ્ધરવા ( જગતનો ઉદ્ધાર કરવાને માટે ) આકરું (વસમું) વ્રત ( મ્હારા હૃદયમાં એ વ્રત કરવાની ઊર્મિ ) પ્રેરતા ( પ્રેરે છે );—આમ અન્વય તથા અર્થ છે.

અધર—તે તો નીચલો હોઠ જ; પરંતુ અહિં લક્ષણાવ્યાપારથી બંને હોઠનો સંગ્રહ કરવાનો છે.

૨૨ મા શ્લોક પછી સિદ્ધાર્થનું સ્વગત વચન બહુ જ લાંબું ચાલે છે, એ સ્વગત વચનના સંધાણમાં જ તારાઓ વગેરે તરફ સંબોધનના ઉદ્ગાર શરૂ થાય છે:—

"મ્હને પ્રેરતા તારકવૃન્દ! આ હું આવ્યો રે" ઇત્યાદિ.

૨૫. દુસ્ત્યજ એક—તુજ ભુજવલ્લી—તે એક દુસ્ત્યજ (તજવી કઠણ; દુ:ખથી જે તજાય તે.

૧૬. 'તોય ત્હારો પણ ઉદ્ધાર' વગેરે. બુદ્ધગૌતમે પરિવ્રાજિકાઓની સંસ્થા, બહુ અનિચ્છાએ, સ્થાપી, ત્હારે યશોધરા આદ્ય પરિવ્રાજિકાઓમાંની એક હતી.

'ઉદ્ધરીશ હું એ પણ બાળ,'—રાહુલ સાતેક વરસનો બાળક હતો ત્યારથી જ હેને ભિક્ખુના વર્ગમાં દાખલ કર્યો હતો.

૨૯. 'સહો મુજ સંગે રે'—પિતા, પત્ની ઇત્યાદિ તરફથી વિરોધને બદલે સમભાવની યાચના એટલા માટે કરે છે કે એ વેદના હલકી થાય. એ યાચનાનું બીજું પણ કારણ ઉત્તરાર્ધમાં છેઃ—

"જ્યોતિ પ્રગટે ને શોભે વિશ્વ ધર્મ ઉમંગે રે"

૩૬. "ચાલ્યો શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગજ્યોતિ અનુપનો ઝાલ્યો." આ પંક્તિ માટે પ્રો. આણંદશંકરના નીચેના શબ્દો મૂકવાથી નવો પ્રકાશ પડશેઃ—

"'ચાલ્યો શ્યામ રજનિમાં ચાલ્યો' એમ ગાયું—અને અંધારી રજની વિસ્તરેલી—પ્રત્યક્ષ દેખાઇ, તે વારે એ શ્યામ રજનીનો અન્ધકાર પણ મ્હારાં નેત્ર આગળ ગૌતમ બુદ્ધના જ્ઞાનતેજથી ફેડાતો હોય એમ દીસવા લાગ્યું અને,

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी**

એ પંક્તિનો અર્થ બેવડા સત્યથી ભરાએલો મ્હારી નજર આગળ આવ્યો."

("મ્હારી પ્રાસંગિક નોંધ," 'વસન્ત' સંવત્ ૧૯૬૮. આશ્વિન, પૃષ્ઠ ૪૯૬).

નૂપુરઝંકાર (ટીકા) માંથી

# કાવ્યોની પહેલી લીટીઓની સૂચી

# લેખકો અને તેમનાં કાવ્યોની સુચી

## શુદ્ધિપત્ર

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૭ | ઝળળળળ | ઝળળ |
| ૭ | ૧૩ | દિશામાં | દિશામાં |
| ૨૦ | ૩ | ભલિ | ભૂલિ |
| ૨૧ | ૨ | પ્રપંચમયમાનવ સંગહીણાં | પ્રપંચપવમાન પ્રસંગહીણા |
| ૩૫ | ૯ | બધું–ઉરે | બંધુ–ઉરે |

